# કુમુદા.

## એક સંસારીક નવલ કહાણી

લખનાર
એક યુવક.

ભગુભાઈ ફતેચંદ

પ્રસિદ્ધ કર્તા
મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.
અમદાવાદ.

શ્રી જૈન પ્રિન્ટિંગ પ્રેસમાં
જેઠાલાલ દલસુખભાઈએ છાપી.

મુલ્ય બાર આના.

# કુમુદા.

## પ્રકરણ ૧ લું.

જે અસ્તતા ઉદયતા શશી સૂર્યની છે,
નિર્માતને સતત એક ગતી ગણી છે.
અસ્થિર વૃત્તિ મનની નહી માપ થાયે.
ના ફેરફાર વર્ણી ભાગ્ય તણા કળાયે. ૧

સૂર્યાસ્ત થવાનો વખત હતો, આકાશ આથમતા સૂર્યનાં કિરણોથી લાલ થએલું દેખાતું હતું, જાણે કે પોતાના મીત્ર સૂર્યની પડતી જોઇને પોતાનાં પણ ગાત્રો નરમ થયાં હોય નહીં તેમ આખો દીવસ જે ઉષ્ણ વાયુ વાતો હતો, તે હમણાં અદલાઇને મંદ અને શીતલ થઇ દક્ષીણ તરફથી ધીમે ધીમે ચારે તરફ સંચાર કરતો હતો; આસપાસ સઘળો પ્રદેશ રમ્ય જણાતો હતો; અને આથમતા સૂર્યના કીરણ જળમાં જાણે સૃષ્ટિ ન્હાતી હોય નહી તેમ નાની નાની ટેકરીઓ સુવર્ણમય બની હતી; સૂર્ય નારાયણ ક્ષીતીજમાં ધીમે ધીમે અદૃસ્ય થતા હતા તેથી જાણે તેનો શોક પાળતાં હોય નહી, તેમ સર્વે પોત પોતાના સ્થળે શાંન્તીથી જતાં હતાં. પવનનું જોર નરમ પડવાથી ઝાડોની ડાળીઓ અને પાંદડાંનો ખખડાટ ઓછો થયો હતો; ગોવાળીઆઓ પોતાના ઢોરને હાંકી ગ્રામ્ય ગીત લલકારતા, લલકારતા ગામ તરફ વળતા હતા, અને જેમ સારા મનુષ્ય બીજાની પડતી જોઇ પોતાનો ઉપાય કશો ચાલે તેમ ન હોય તેથી ખીન્ન થઇ ચાલ્યા જાય તેમ ગાયો પણ સૂર્યની પડતી જોવાથી નીરાશ થતી ખીન્ન હોય નહી તેમ નીચી ડોક ઘાલી ઉતાવળી ઉતાવળી ચાલતી હતી.

આ વખતે શહેરની પાસે આવેલા એક મનહર વિશાળ બગીચામાં ત્રણ લલિત લલનાઓ એક હોજના કીનારાપર બેઠેલી હતી. તેમાંની પહેલી કદે સહેજ નીચી, અને શરીરે કાંઇક ભારે હતી, પણ તેના સઘળા અવયવો પ્રમાણુસર હતા; તેનું કપાળ મોટું હતું; અંબોડો સહેજ નીચેથી લીધેલો હતો અને તેમાં એક નાનુ શીશ ફુલ ઘાલેલું હતું, તે તેની શોભામાં વિશેષ વધારો કરતું હતું. આંખ્યો સહેજ ઝીણી, તિખ,

ચંચળ હોઇ ચારે બાજુ ચપળતાથી ફરતી હતી; ગાલપર સહેજ રતાશ ચઢેલી હતી, નાક કંઇક લાંબુ, ને પાતળુ પણ દીપતું હતું; તેના હોઠ મજીઠના જેવા લાલ હતા, હડપચી સહેજ લંબગોળ હતી, ડોક જરા લાંબી હતી, પણ ધડ ઉપર એવી સરસ રીતે ગોઠવેલી હતી કે તે સુંદર દેખાતી હતી, તેનો ખભાનો ભાગ જરા પહોળો હતો અને પહેરેલી ચોળીમાંથી ઉન્નત વક્ષઃ સ્થળ જોનારની દૃષ્ટીને સહજ ખેંચી રાખતું હતું. કટી ભાગ થોડેથોડે નાનો થતો જતો હતો, બંને પગ પાટલી રૂપિ નદીના તટની પેઠે શોભતા હતા. તેણે ઝીણી ભૂરી કોરવાળી સાડી ઓઢી હતી અને સૌભાગ્ય સુચક આભુશણો માત્ર ધારણ કરેલાં હતાં. બીજી કદે લગાર ઉંચી અને પાતળી હતી, તેનો મનોહર યૌવનનો બહાર ખીલતો હોવાથી તેની શરીર કળી પ્રભાતમાં ઉઘડતી ઝાકળથી ભિંજાયલી ગુલાબ કળી જેવી સુંદર લાગતી હતી. આ બન્ને સ્ત્રીઓની મધ્યે બેઠેલી નવ યૌવના તેમના કરતાં રૂપે રંગે ચઢીઆતી હતી. તેના લાંબા કેશ કામદેવના' ધનુષ્યની દોરી જે ભમર પંક્તી તેના જેવા શ્યામ અને રેશમ જેવા સુંવાળા ચળકતા હતા. મુખ પુર્ણીમાના ચંદ્રમા જેવું ગોળ, તેજસ્વી, ને ચિત્તાકર્ષક હતું; બીજના ચંદ્ર પેરે કપાળ પણ શાન્ત, ચકચકતું, ભવ્ય અને ગૌર હોઇ, તેમાં કરેલ રાતી ઝીણી ટપકીથી અને કાળી વાંકી ઘટ્ટ ભમરોથી વિશેષ સૌંદર્ય ભર્યું લાગતું હતું. તેનાં દીર્ઘ નેત્રો કમળના જેવાં સુન્દર અને હરણનાં જેવાં ચપળ હતાં. ગાલની રતાશનો રંગ ગુલાબના ફુલને શરમાવે તેવો હતો, નાક શુક ચંચુની પેઠે કાંઇક વળેલું હતું, અને તેમાં પહેરેલી વાળીનાં પાણીદાર મોતી તેના કઇંક પાતળા પ્રવાળ જેવાં હોઠપર જાણે સુધા બીન્દુ હોય નહી તેવાં દેખાતાં હતાં. તેના સુંદર કર્ણમાંનાં રત્ન જડીત એરીંગ તે પર પડતાં સુર્યનાં કીરણને લીધે ભિન્ન રંગોનું પરાવર્તન કરતાં મુખચન્દ્રની પ્રતિભામાં અલૌકીક વધારો કરતાં હતાં; તેની ડોક શંખના જેવી ઉજ્વળ અને સહેજ વળતી હતી. ખભા ઢળકતા અને બાહુયુગલ વિટપલતા જેવા દીસતા હતા. સ્તન તુંગપીન અને ઘટ્ટ હોઇ સામા માણસને તેણે પહેરેલા પોલકામાંથી રમણીય આનો કરતા જાણે બહાર આવવા મથતાં હોય નહી તેમ દેખાતા હતા. કેડ મુઠીમાં માઇ રહે એવી પાતળી, નીતંબ મોટા, અને પગ કેળના જેવા હતા. પગની પાની અળતાના જેવી રક્ત દેખાતી હતી. તેના શરીરનો રંગ ગૌર હોઇ તેનાં ગાત્રો શીરિષના જેવાં સુકોમળ હતાં. તેણે સફેદ રંગની કાળી કોરવાળી રેસમી સાડી અને અંદર ગુલાબી રંગનો

ગુલવાળો કબજો પહેરેલ હતો. આભુષણો આછાં પણ એવી ખુબીથી પહેરેલાં હતાં કે ને તેની ખુબ સુરતીમાં મધુરતા, રમણિયતા ભર્યાં વધારો કરતાં ને તે સાથેં પહેરનારની છટા, ઉંચી વૃત્તિ, સ્વચ્છતા, ને શ્રેષ્ટ પસંદગી જણાવી આપતાં હતાં. હાથમાં પાતળી પણ સુવર્ણની જડાવ બબ્બે બંગડી હતી. તે જ્યારે હસતી ત્યારે નાકની વાળીના સાચાં પાણીદાર સફેદ મોતી, હોઠની રતાશ, અને કુંદની કળીનાં જેવી ઉજ્વળ દંત શ્રેણિ એ ત્રણે અત્યંત મનોહર લાગતાં હતાં. દેખાવ પરથીજ તે ખાનદાન કુટુમ્બની હોય તેવી લાગતી હતી. અજાણ્યા જોનારને તો આ એકાંત દેખાવ હોજમાં બે સાહેલીઓ સાથે નીકળેલી લક્ષ્મીની કલ્પના કરાવી ભ્રાન્તિ પમાડે તેમ હતો. તેણે સહેજ હસતાં હસતાં પોતાની જમણી બાજુએ બેઠેલી બેનપણી જેનું નામ કમળાગૌરી હતું તેની સાડી હાથવતી તાણી કહ્યું.

"કમળા જોતો ખરી, કેમ બોલતી નથી ? શો વિચાર કરે છે ?"

કમળા—"અલી બેન, હું નથી બોલતી કે તું, વિદ્યા! કહે વારૂ, કુમુદા આપણે બાગમાં આવ્યાં ત્યારથી આપણી સાથે એક પણ શબ્દ બોલી છે" ?

વિદ્યા—"નહિસ્તો. પણ આપણી ભુલતો આપણે ગણકારતાજ નથી; વળી સામાની ખોડ કાઢવા તૈયાર થઇએ છીએ".

કુમુદા—"બેન માફ કરજે, પણ આજે મારૂં ચિત્ત જાણે વ્યગ્ર હોય એમ લાગે છે. કોણ જાણે શાથી પણ આજે મને કાંઇ ગોઠતું નથી".

વિદ્યા—"એતો એમજ હોય, ઇષ્ટ વસ્તુમાં લીન થતાં બધુય ભૂલાઇ જાય".

કુમુદા—"જો વળી પાછી મશ્કરી માંડી, પણ કહે તું મેટ્રીક, થઇને કોલેજમાં કયમ ન આવી" ?

વિદ્યા—"બેન પછી મારાં તૂર્ત લગ્ન થયાં અને એમનો વિચાર નહોતો એટલે દાખલ ન થવાયુ".

કમળા—"એમ કેમ વળી ભાષ્કરરાવને શી અડચણ હતી ? પોતે તો સુધરેલા છે ને".

વિદ્યા—"એ કહે કે સ્ત્રીને જોઇએ તેટલી કેળવણી મળેલી છે અને વળી હવે ભાર્યાએ ભર્તા તરફની ફરજ અદા કરવી જોઇએ, ત્યારે વળી ભણવાની કયાં ખટપટ. બે ઘડી હાસ્ય વિનોદને બદલે પુસ્તક લઇને લેસન; માટે ભણવાનું માંડી વાળી નવરાશની વખતે

સારી ચોપડી વાંચી ધૈરજ જ્ઞાનનો વધારો કરવો યોગ્ય છે." "ત્યારે બેન કાંઇ મારાથી તેમની વિરૂદ્ધ જવાય" ?

કમળા—"નહીસ્તો. તારા પર તેમનો સ્નેહ પુષ્કળ જણાય છે ને',

વિદ્યા—"ત્યારે કૃષ્ણલાલનો ક્યાં ભાત્ર ઓછો છે, એતો પારકે ભાણે મોટો લાડુ જુવોને મડમ સાહેબે તમને રૂ. ૫૦) ના પગારની શીક્ષકની નોકરી આપવાની મરજી જણાવી, પણ એમણે તમને જવા ન દીધાં કારણ કે કંઇક દૂર જાઓ. પણ આપણા બન્ને કરતાં કુમુદાએ ખુબ કરી; જોને ગ્રેજ્યુએટ પણ થઇ. કેમ કુમુદા હવે તો એકજ આશા છે ઇશ્વર તે આશા બર લાવે".

કુમુદા—"બેન વળી પાછુ એનું એ કે" ?

કમળા—"ના, વાત પહેલાં કુમુદાએ બહુ હુશીઆરીથી ઉડાવી. એલ. એલ. બી. થા તો ભલા ભલા વકીલો પાણી ભરે. પણ અમેતો નહી ભુલી જઇએ; કહે કયાં ભાન ગયું છે ?"

વિદ્યા—'કેમ વળી કુસુમચંદ્ર જે હમણાંજ એમ. એ પછી એલ, એલ, બી. ની પરીક્ષા આપવા ગયા હતા તે પાસ થયા તેથી તેમણે **સ્ત્રીના ધર્મ** એ વિષય પર જાહેર ભાષણ આપ્યું હતું, ત્યારથી આપણી કુમુદા બેનની દષ્ટી તે તરફ ગઇ છે, અને તે યુવાન ભાષણ કર્તાના વિચાર મસ્તિકમાં ધુમે છે. કયમ કુમુદા એજ કેની'?

કુમુદા—'તેતો કોણ જાણે, પણ થોડા વખત થયાં તો મને એની એજ આકૃતી નજરે આવે છે. જાણે તે બોલતા હોય અને હું શ્રોતા હોઉં નહી'?

કમળા—'સખી પ્રેમ એવોજ છે–પણ પણે, છેટે દોડતી ગાડી શેની આવે છે વારૂ' ?

વિદ્યા—'ઘોડાતો બે જોડેલા છે. આપણા શહેરમાં બે ઘોડાની ગાડી તો માત્ર કુસુમચંદ્રને ત્યાં છે, પણ એ તેમની ન હોય'.

કમળા—'એતો આવી'.

ગાડી એકદમ હોજ આગળ અટકે છે અને ગાડીનું બારણું ઉઘાડી એક પાંચ હાથ ઉંચો અને કાળા ઝભ્ભાથી વિંટેલો માણસ એકદમ કુમુદાને કમરમાંથી પકડી ગાડીમાં નાંખી પોતે ચઢયો કે બીજો બેઠેલ હાંકનાર ગાડી વાળી ઘોડાને જોરથી છોડી મૂકે છે કમળા અને વિદ્યા તો આ અકસ્માતથી ગભરાઇ જઇ પહોળું મોં કરીને બીકને લીધે આર-

સના પૂતળાંની માફક જોયા કરે છે પણ તુર્ત સાવધાન થઇ કમળાએ વિદ્યાને કહ્યું.

'બેન કુમુદાને કોઈ હરામખોર લઇ ગયા; ગરીબ બીચારી એની શી દશા થશે! ચાલ જઇને એને ઘેર ખબર કરીયે કે બધા ખોળ કરી હરામખોરને શોધી કાઢી યોગ્ય સજા કરાવે.'

**વિદ્યા**—'(પોતામાં આંસુ લોતીલોતી) હાં ચાલો વિલંબ કરવો ઠીક નહી. પ્રતાપ ગાડી લાવ.'

**પ્રતાપ**—'બા તૈયાર. પણ કુમુદાબા ચોં જ્યાં'?

**વિદ્યા**—'અરે એમનંતો કોઇ લઇ ગયું, માટે ગાડી લાવ, ચાલ ઝટકે જઇને ઘેર ખબર કરાય.'

**પ્રતાપ**—'ત્યારે મારા દીચરા પેલા ગાડી હોંચીને આંઇ લાયાતા તેજ લઇ જ્યાં!'

**કમળા**—'હા હા, પણ હવે વાતો પછી કરજે.'

**પ્રતાપ**—'લાંયો,'

ગાડી આવતાં બન્ને બેઠાં કે ગાડી શહેરમાં આવી, ને ઘેર જઇને કુમુદાના બાપને ખબર કરી.

## પ્રકરણ ૨ જું.

જે ખાટકી ખુની તણાં મનડાં ફરે છે,
હત્યા અનાગ કરતા નહી સોર વે' છે;
કામી કુકર્મ સઘળાં તદપિ કરે છે,
નિર્દોષ મૂર્તિ થકી એ ન હૃદે ડરે છે.—

(અજ્ઞાત)

વાંચનાર તારી દૃષ્ટિ જરા ફેરવ અને સ્નેહપુરના એક ભવ્ય મકાનમાંનું દીવાનખાનું નજર આગળ ખડું કર આ દીવાનખાનાનો સરસામન ઇંગ્રેજી ઢબ પ્રમાણે ગોઠવેલો હતો. દીવાલો ગુલાબી રંગે રંગેલી ને વળી તે પર ચોરસામાં તકતા ગોઠવી ચોઢેલા હતા. રવીવરમાનાં સુંદર ચીત્રો ભીંતોએ ટાંગેલાં હતાં. વચ્ચે સ્નેહપુરના ઠાકોરની મોટી છબી હતી. બારી બારણાં રંગીન કાચયુક્ત હતાં. દીવાનખાનાના મધ્ય ભાગે ઉંચી જાતનું ટેબલ કલોથ પાથરેલું એક મોટું ગોળ ટેબલ હતું, તે પર

કાચના પ્યાલામાં વાવેલ હસ્તકૃત રેશમ અને ઉનનાં ઝાડો મુકેલાં હતાં વચ્ચે એક રકાબી હતી તેમાં જાત જાતનાં સુગંધી ફુલો હતાં; ટેબલ ફરતી સેટીનથી જડેલી સ્પ્રીંગ વાળી ખુરશીઓ ગોઠવેલી હતી. ત્રણ ચાર આરામ ખુરશીઓની વચ્ચે એક નાનું પણ આરસનું મનોહર ટેબલ હતું ને તે પર સફેદ, નીર્મળ બીલોરની પાણી ભરેલી સુંદર પેટીમાં પુરેલી સોનેરી, રૂપેરી, પીળી, લાલ ઇ. ભિન્ન રંગની માછલીઓ યથેચ્છ ફરતી હતી. એક ખુણામાં હારમોનીયમ ગોઠવેલું હતું. દીવાનખાનાની ભીતોમાં વાલસેટો ચોઢેલી હતી. એક બીલોરનું મોટું ઝુમ્મર વચ્ચોવચ લટકાવેલું હતું ને તેની આશપાશ બીજાં ચાર નાંનાં બીલોરનાં રંગીન ઝુમરો હતાં. દીવાનખાનું રોશનીને લીધે વળી કાંઇ જુદોજ દેખાવ આપતું હતું. આવા સુંદર, સ્વચ્છ, શીથિળતા હર- નાર દીવાનખાનામાં, એક સુંદર સેટીનના બુટ્ટીદાર લુગડે જડેલ કોચપર એક માણસ પડયો હતો. તેણે એક ઝીણું બંગાળી રેશમી ધોતીયું અને મલમલનું પેરણ પહેર્યું હતું. તેનો ચહેરો પણ ડાઘ વગરનો ને ગોળ હતો. માથાપર ગુચ્છો હતો. અને વચ્ચેથી સાહેબની પેઠે સેંથો પાડેલો હતો, કપાળ મોટું, તરતું હતું, નાક લાંબું, સીધું, પણ જરા બેઠેલું હતું, મુછ મોટી અને ઘટ્ટ હતી હોઠ રાતા અને જાડા, પણ તેના મો- ઢાના પ્રમાણમાં હતા. તેના દાંત સ્વચ્છ, સફેદ, અને ચળકતા હતા. ગ- રદન ટુંકી, છાતી પહોળી ને હાથ ટુંકા હતા. શરીર જરા બેઠેલ ઘાટે હતું. તેનો રંગ ગૌર હતો. એકદમ જોનારને તેની કરડી આંખ આંજી નાંખે તેવી હતી, પણ તે એવી ચપળ રીતે ફરતી હતી કે બારીકીથી તપાસી જોનાર શકમંદ થયા વિના રહે નહી. આવો દુર્જનલાલ સ્નેહપુ રનો કારભારી જાણે પોતે ઉંડા વિચારમાં હોય તેમ દીવાનખાનાની છત પર દૃષ્ટિ સ્થીર રાખી પડયો હતો દીવાનખાનામાં શાન્તી પ્રસરી રહી હતી પણ તરતજ તે બોલવા લાગ્યો, "શું આ ખરૂં છે ? તેણીએ મારા કાગળનો આવો જવાબ આપ્યો. મને કે જેનું નામ સાંભળી ભ- લા ભલા બે ઘડી વિચાર કરી જવાબ આપે તેનું આવું અપમાન ? પાસે પડેલી ત્રીપાઇ પરથી એક કાગળ લઇને, * **न मूर्खजनसंपर्के सुरेन्द्रभवनेष्वपि** હું મુર્ખ અને પોતે ડાહી, ઠીક છે ડહાપણ કેવું રહે છે તે જોઇશું, કોણ મૂર્ખ તે સમજાશે પણ હવે એને ફસાવવી તો જરુર,

---

* ન સ્વર્ગમાં મુર્ખ સંપર્ક સારો.

પણ શી રીતેં ?" ઘડી વાર વિચાર કરી. "ચાલ ત્યારે ત્યાંજ જાઉં"

તરતજ ઉઠી એક હાફકોટ પહેરી ઊપર કાળી ટોપી મુકી એક કાળા લાંબા ઝભાથી પોતાના શરીરને ઢાંકી દઇ એક નાની પેટી ઊઘાડી તેમાંથી થોડીક નોટ લઇ પાકીટમાં ઘાલી, હાથમાં જેની અંદર ગુપ્ત છુપી રહી શકે એવી ગોઠવણ કરી હતી તેવી એક લાકડી લઇ ખડકીને બારણે સીપાઇને ખડકી ઊઘાડી રાખવાનું કહી બહાર નીકળ્યો. આ વખતે તેનો ચહેરો એવો હતો કે જાણે યમદૂત હસ્તે મોઢે જીવ લેવા આવ્યો હોય નહી.



## પ્રકરણ ૩ જું.

કરે પેટને કાજ સૌ ઘોર કર્મો,
ડરેના દીસે ને ભુલી જાય ધર્મો;
બધા કર્મનું મુળ છે પેટ એકે,
ધરે કાઠ સૌ પેટ માટે વિશેકે— ૧

જુનું કાવ્ય—

વાંચનાર મોટા દીવાનખાનાની મઝા મુકી અપ્રસીદ્ધ મહોલ્લામાં આવેલા એક ખુણાના ઘરના ઓરડામાં પ્રવેશ કર. આ ઓરડો બહુ મોટો નહોતો, તેમ તેની ભીંતોપર કાંઇ ખુબસુરત રંગ લગાવેલો નહોતો. જે તે વસ્તુ અવ્યવસ્થિતપણે પડેલી હતી, એક ખીંટી ઉપર લાલાન અને તમંચો લટકતાં હતાં એક નાની વળગણીપર રંગ બેરંગી દેખીતાં જુનાં કપડાં હતાં એક ખુણામાં એક લોઢાની પેટી હતી, વચ્ચે નાનું એક ટેબલ હતુ તેની આશપાસ પાંચ છ જુની ખુરશીઓ ગોઠવેલી હતી, એક શગડી ઉપર ચાહાની મુકી હતી તેમાંથી વરાળો નીકળતી હતી. ટેબલ પાસેની ખુરશી ઉપર બે માણસો બેઠાં બેઠાં ધીમે ધીમે વાતો કરતાં હતાં. ઓરંડીઆના દીવાનો ઝાંખો પ્રકાશ તેમના મોં પર પડતો હતો તેથી તેમના ચહેરા બરાબર દૃષ્ટિ ગોચર થાય એમ નહોતું, પણ તેમની ઉંચાઇ અને શરીરની પ્રચંડતા, રૂક્ષતાને લીધે, તેઓ ઉચી જ્ઞાતીના હોય તેમ લાગતું નહોતું, પહેલાની ઉમ્મર આશરે ત્રીસેક વર્ષની અને બીજાની ઉમ્મર લગભગ અઠ્ઠાવીસ વર્ષની લાગતી હતી પહેલો જેનું નામ માધુ હતું તેણે વાત કરતાં પુછ્યું 'કેમ રામા મારી હકીકતો તો કહી હવે તારૂં કેમ ચાલે છે' ?

'ભાઇ હમણાં તો નરમ છે કંઇ ભક્ષ આવતું જણાતું નથી.'

'કયમ કાંઈ જુગારખાનામાં પણ ભક્ષ નથી આવતું કે શું' ?

'ના એ પણ હમણાં તો ઢીલું છે.'

'તો પછી કોઇ સધ્ધર ખીલ્લનું ઘર તોડી પાડવું.'

'પણ એતો તારાવગર ક્યાં બને તેમ છે.'

'ના વાત ખરી, પણ રાત્રે રસ્તાપર ઉભા રહી ચોરબન્યા કે લોકોના ટોળામાં ખીસ્સા કાતરૂ બન્યા.'

'એ બધું ખરૂ પણ મુળ વાત તો એ છે કે મારાથી બહાર નીકળાય તેમ નથી'

'એમ કયમ?'

'જાણુતો નથી કે પેલા લોકોએ જેને તે દહાડે આપણે લુંટયા હતા ને જેમાંનો એક મારાથી ઘાયલ થયો હતો તે મરણ પામવાથી મારાપર પકડાવવા વારંટ કઢાવ્યું છે અને તેથી પોલીસ પાંછળ થઈ લાગી છે.'

'હા બરાબર, પણ ઉપાય તારા હાથમાં છે તે કયમ તું અજમાવતો નથી?'

'કેમ વળી શો?'

'આપણે શું કારભારીને મદદ નથી કરી? એતું ખરેખરૂ તો કામ કાઢી આપ્યું હતું, અને વળી તે જીવને જોખમે. શું તે એ બધુ ભુલી ગયો?'

'હા હા હવે યાદ આવ્યું ત્યારે તો તું કાલેજ કારભારી પાસે જાય તો શું અડચણ છે?'

'અરે એમાં તે શું મોટું કામ? જો ના પાડશે તો આપણે કહી દેવાની ધમકી આપીશું. કે તે પાંશરો દોર આવશે. કેમ તને ગમ્યું કે નહી?'

'સત્તર આના પણ રહે બારણાં કોણ ઠોકેછે? કોણ છે અત્યારે?'

'અરે એતો હું, ઝટ ઉઘાડ?'

'હું તે કોણ? નામ દીધા વગર અહીં કોણ તારો બાપ ઉઘાડવાનો હતો. ?'

'અરે એતો હું દુર્જનલાલ, ચાલ ઝટ ઉઘાડ,

ઉઘાડતાં અરે ભાઈ સાહેબ દુર્જનલાલ! બે અદબી માફ કરજો સાહેબ મને ક્યાંથી ખબર કે આપ આવશો.! મેંતો જાણ્યું કે કોઇ હરામખોર મશકરી કરે છે, માફ કરશો સાહેબ, માફ કરશો' ( ખુરશી

આપતાં) 'બીરાજો સરકાર આપે ગરીબની મઢી પાવન કરી, રામો બોલ્યો.

દુર્જનલાલ બેસતાં 'ઓહો ! લ્યોને માધુ પણ આંહીજ છે ને ચાલો જે થયું તે ઠીકજ થયું.'

'કેમ સાહેબ આપની કાંઇ સેવા બજાવવી છે, માધુએ પૂછ્યું.'

હા એમજ છે.

માધુ અને રામાના ચહેરા પ્રફુલિત થયા.

માધુ બોલ્યો "કારભારી સાહેબ આપનો નમ્ર સેવક આપનું કામ કરવા જાન સાટે અરધી રાત્રે પણ તૈયાર છે."

'અને શેવક પણ હઠે તેમ નથી' રામો ટકારમાં બોલ્યો.

'હવે જવાદો એ બધુ અને તમે મારી વાત સાંભળો' દુર્જનલાલે રોફમાં કહ્યું.

"જીહા—પણ રામા, ચાયતો થઇ રહી છે તો લાવ ભાઇને વાસ્તે એક પ્યાલો અને આપણે પણ પીએ, ભાઇસાહેબ આપણે ત્યાં ક્યારે આવવાના હતા ?"

'અરે જવાદોને બધી ખટપટ, કંઇ જરૂર નથી." 'અરે એમાં ખટપટ શાની ?' રામો પ્યાલામાં ચા રેડતાં બોલ્યો—" આપે ગરીબ શેવકનું દમ વગરનું ઉકળતું પાણી અંગીકાર કરીને કૃતાર્થ કરવો જોઇએ લ્યો સાહેબ."

દુર્જનલાલ ચાનો પ્યાલો લઇ, પીને પાન સોપારી ખાધા પછી, કેમ હવે ચલાવું કે વાત ?'

'હા સાહેબ, અમે ધ્યાનથી સાંભળીએ છીએ.'

તો જુવો સૂર્યપુરના ધનાઢ્ય શંકરલાલની છોકરી કુમુદાને લાવી તમારે આપણા કીલ્લાની કેદખાનાની ઓરડીમાં પુરી મને ખબર આપવી.

"વારૂ, પણ શી રીતે લઇ આવવી ! આપ જાણો છો કે આવું જોખમ ભરેલું કામ સાવચેતી વગર કરીએ તો માર્યા જઇએ."

"એમાં જોખમ ભરેલું શું છે ? તે રોજ સાંઝે બગીચામાં ફરવા આવે છે, ત્યારે પકડીને ગાડીમાં નાંખી અહીં લઇ આવવી. તમે તે છો કરીને તો ઓળખો છો.!"

"સારી રીતે, કયમ નહી ? એનાં ભાષણો ઘણાંય સાંભળ્યાં છે. પણ સાહેબ એક મોટી અડચણ છે."

" ઓહો ! એમાં તે શું ! લ્યો આ " એમ કહી પાકીટમાંથી પાંચ

ઙ નોટો માધુના હાથમાં મુકી. "વધારે, લાવ્યા પછી આપીશ પણ કામ તાકીદથી થવું જોઇએ."

"આપનો મોટો ઉપકાર થયો, એની શી ઉતાવળ હતી, પણ આ રામાથી બહાર નીકળાતું નથી તેથી વારંટમાંથી છુટો કરો તો ઠીક."

'અરે કાલેને કાલ એતો છુટયોજ છે. પણ જોજો ગફલત ન થાય.'

'અરે સાહેબ! ગફલત તે શું થાય? એતો થયું જાણોને. પણ સાહેબ, તમારી બ્રુમગાડી, અને બે અરબી લઠ્ઠ ઘોડા ઠાકોરની ઘોડાર-માંથી અપાવજો.'

"બધી કાલે ગોઠવણ કરી આપીશ. હવે બીજી અડચણ છે?"

"નાજી."

"ત્યારે હું રજા લઉછું પણ જોજો ભૂલી ન જતા." પધારો સાહેબ કામ તો કાળજામાં કોરી રાખ્યું છે.

જતાં જતાં દુર્જનલાલ બોલ્યો 'તમે કાલે બપોરે મને ઘેર મળજો. જરૂર હોકે, ભુલશો નહી.'

"સાર સાહેબ પધારજો."

"સાર."

રામો બારણાં બંધ કરતાં. "ઇશ્વરે ત્રીજોરી ભરી-ખરી"

"અરે એમાં તે શું? બહાદુરો નાગા ભુખ્યા કોઇ દહાડા રહ્યા છે? પણ ચાલ રાત ઘણી ગઇ છે તો અત્યારે સુઈ જઇએ સવાર વાત કરીશું.

"હા ચાલો પથારી તો તૈયાર છે."

વાંચનાર ચમકીશ નહી. દેશી રાજ્યોના કારભારીઓ કયાં કુકર્મો કરતાં ડરે છે કે તે આવા નજીવા કામ માટે કંપારી ખાય.

---

## પ્રકરણ ૪ થું.

યુવા ઉમ્ર સર્વે જનોને કરે છે,
વિચારો બધા સ્થિરતાના ધરે છે.
કરૂં આ હું આ હું પ્રસારૂં બધુ હું
ગણ્યા વિણ મસ્તિકમાં કામનું શું.

(અજ્ઞાત.)

રાત્રીના સાતેક વાગ્યા હતા એવામાં કુસુમચંદ્ર પોતાના ઓરડામાં ટેબલ આગળ એક આરામ ખુરશીપર પડયો હતો, ઓરડાની ભીંતો માત્ર શાકુંતલ, માલતી, મેનકા, વિશ્વામીત્ર, વીગેરે રવીવર્માની છબીઓ અને પુનાની ચીત્રશાળાનાં પુરાણીક ચીત્રોથી શણુગારેલી હતી. થોડી ખુરશીઓ સ્વચ્છ રીતે ગોઠવેલી હતી. એક તરફ બે સુંદર શીશમના નકશીદાર કોચ હતા. એક છાજલીપર ઘડીઆળ ગોઠવેલું હતું. બે મોટાં કબાટો અને એક બુકકેસ ચોપડીઓથી ભરેલાં હતાં. ટેબલપર બે વોલસેટ બળતી રાખી હતી. થોડીવાર આવી રીતે પડી રહ્યા પછી તુર્ત કુસુમચંદ્ર ઉભો થઇ, વિચારમાં હોય તેમ નીચું મસ્તક રાખી ફરવા મંડયો. તેનો બાંધો કદાવર હતો, શરીરે જોઇએ તે કરતાં તે બહુ જાડો નહોતો, પણ ભરી શીંગે હતો, બહુ ઉંચો તેમ બહુ નીચો પણ નહોતો. મુખાકૃતિ ગોળ, ગૌર, અને તેજવાળી હતી, કપાળ ભવ્ય, નાક સીધું અને છેડેથી સહેજ વળેલું, ભ્રમર કાળી, ઘટ્ટ અને કમાનના જેવી હતી. આંખો મોટી અને ચપળ, ગાલ ભરેલ અને લાલીવાળા, હોઠ પાતળા અને રાતા ચોળ જેવા હતા. દાંત મોતીની માફક ચળકતા હતા અને તે જ્યારે હસતો ત્યારે એની મુખાકૃતિ અત્યંત મનોહર લાગતી હતી. છાતી પહોળી, બાહુ દીર્ઘ, અને કેડ સહેજ પાતળી હતી. તે જ્યારે ખુલ્લે શરીરે ઉભો હોય ત્યારે તેનો દેખાવ પહેલવાન જેવો લાગતો હતો, તેણે શરીર સૌંદર્યની જોડે મનને પણ વિચારરૂપી કસરતથી ખીલાવ્યું હતું. મુછનો દોરો સહેજ ફુટેલો હતો તે પરથી તેની વય લગભગ વીસેક વર્ષની અટકળ કરી શકાય. તે ઘડી સ્થિર ઉભો એટલામાં બારણું ઉઘાડી એક જણ અંદર દાખલ થયું.

ઓહો ! ભલે આવ્યા તમનેજ યાદ કરતો હતો, કૃષ્ણલાલને કેમ વાર લાગી ? ખુરશી આપતો કુસુમ બોલ્યો. “ અરે હું તો ફરવા ગયો હતો ત્યાંથી બારોબાર આવુંછું અને એનો જરા ઘેર જઈ આવું એમ કહી ઘેર ગયા.” બેસતાં બેસતાં ભાષ્કરરાવ બોલ્યા.

“ કેમ તમારાં બેટર હાફ ( સ્ત્રી ) સારાં છેને ? ” હસતાં હસતાં કુસુમે પુછ્યું.

“અરે ઓલ રાઇટ પણ તમે કયાં સુધી કુંવારા રહેશો ? મારા સાહેબ પરણેલી જીંદગી કુંવારા કરતાં હજાર દરજે સુખી છે. સ્ત્રી આવી એટલે ઘર તરફની બધી જંજાળ તેને બાળવી દીધી આપણે તો માત્ર રળીને બે પૈસા લાવવાનુંજ કામ પછીથી વહેવાર વટની ભલે બધી ખ-

ટપટ તે કર્યા કરે. વળી તે આપણા એક ખરેખરા મીત્રની ગરજ સારે છે. કારણ કે આપણે સુખે સુખ અને આપણે દુખે દુખ આવું હોવાથી તે હમેશાં સારીજ સલાહ આપે વિપદમાં ધૈર્યથી આપણા ભાગી જતા મનને ટેકો આપી સંકટસામા થતાં શીખવે, માંદગીમાં આપણી સારવાર કરે, ને સુખમાં હાસ્યવીનોદથી રીઝવે. એ શીવાય અસંખ્ય બાજાં તરેહવાર જાતનાં ઝીણાં ઝીણાં સુખો આપણે માટે તૈયાર કરી મુકે છે, જેની આપણને કીમત નથી, કારણ પાણીની ખરી કીંમત તો જેણે આફ્રીકાના રણમાં મુસાફરી કરી હોય તેજ જાણે."

"હા ભાઇ હા હવે તમને બધુય ઠીક લાગે. વિદ્યાભાભિ જેવું રત્ન હાથમાં આવ્યું છે તેથી, બાકી તો બધુય જણાત. વકીલ સાહેબ આપણા બીચારા કરૂણાશંકરના હાલ જોયા છે ને પરણેલી જીંદગીનાં સુખ" કુસુમે ઉત્તર વાળ્યો.

"ભાઇ એતો બ્રીને મોઢે ચડાવવાથી સારાં પરીણામ આવેજ નહી, જેવાં બી વાવીએ તેવાં ફળની આશા રાખીએ" ભાષ્કરે કહ્યું.

"પછી બધુય ડહાપણ જણાત હવે નથી તે શું કરીએ" કુસુમે ટકોર કરી.

"વારૂ જવાદો હવે તમે શું કરતા હતા?" ભાષ્કરે પુછ્યું.

"હું આમ વિચાર કરતો હતો કે આપણા દેશમાં પુનર્લગ્ન કરેતો શું ખોટું છે? આપણા શાસ્ત્રકારોએ પણ અમુક વખતે પુનર્લગ્ન કરવાની છુટ આપી છે. તો પછી આપણે તે ધારાને શા સારૂ ના અનુસરવું? બીચારી આઠ નવ અગર કોઇ કોઇ વખતે તો તેથી પણ નાની છોકરીઓ રાંડે છે. અરે તેમને રાંડવું તે શું તેનું પણ ભાન નથી હોતું ચુડીઓ કાઢી લે છે તે તો માત્ર તે રમતજ સમજે છે તેને રંડાતી જોઇ બધાં સંબધીને રડતાં જોઇ તેણી વિચાર કરે છે કે આ શા માટે રડતાં હશે અને નીરદોષતાથી માને તેનુ કારણ પુછે છે. હે આર્યો આથી કેવી બીજી ભયંકર દશા? હે ઇશ્વર બીચારીઓ એમણે શાં પાપ કરેલાં કે એમને સુખને સુખનો દીવસ પણ નહી? શું હીંદુઓ કસાઇવાડે જતાં ઢોર છોડાવવામાં મહત્વ માને છે તે આ ભયંકર ચાલ રૂપિ કસાઇના હાથમાંથી નિરદોષ ગાય રૂપિ આર્ય પુત્રીઓને છોડાવવા યત્ન નહી કરે? પણ ખરી વાત એછે કે જે ચીજ આપણે લાંબા વખતથી જોતા આવ્યા છીએ તે ગમે તેવી ભયંકર હોય તો પણ તેવી આપણને નથી લાગતી, અને તેના પર સામાન્ય દ્રષ્ટિથી જોઇએ છીએ; યોદ્ધાને માણ-

સોનાં ડોકાં ઉડાવવાં, ખાટકીને પશુવધ કરવો, ખુનીને ખુન કરવું, એ કયે દહાડે કમકમાટી ઉપજાવે છે? કારણ કે તે તેઓનો સામાન્ય ધર્મ છે. તેમ વિધવાઓનાં દુઃખ જોવાં એ હીન્દુનો ધર્મ થઇ ગયો છે તો અરે તો કયાંથીજ ઉપજે?"

"પણ કુસુમ જો પુનર્લગ્ન કરવાની બધાંયને છુટ આપે તો પછી તદન ફેરફારજ જોઇ લેવો હાલ જે આર્યવર્તમાં આર્યાઓ પોતાના પતિ પર અમિત માનથી જુવે છે તે પછી ભર્તાને પોતાનો આધાર, સુખ દુખનો ભાગી, એ રૂપે જોશે નહી, કારણ કે તેના મરણથી તેનો સુખે બીજાને પરણી શકશે કેટલીક દુષ્ટ સ્ત્રિઓ તો ઘોર કુકર્મો કરતાં પણ બિહીશે નહી, શું તું એમ ધારે છે કે યુરોપ પુનર્વિવાહના ચાલને લીધે સુખી છે. તું જોતો નથી કે પુરૂષો ત્યાં નીચી પંકતી ભોગવે છે અને સ્ત્રી સત્તા પ્રબળ છે. વેરો આંતરો પડયો અથવા સહેજ ખટપટ થાય કે તરત ડાઇવોર્સ કોર્ટનો લાભ લેવા દોડીજ છે કેટલાક કેસો આપણે ન્યુસમાં વાંચીએ છીએ."

"એ બધું ખરૂં પણ અમુક હદ બાંધીએ, ધારો કે વિસ વર્ષસુધી પુનર્લગ્ન કરવા દેવાં અને તે પણ જ્યારે પતિ મરણ પામે ત્યારેજ, તો તો કાંઇ બાધ આવે એમ મને લાગતું નથી."

"ના હવે તો મારાથી ભૂલ નહી કહાય, ભાઇ હું તને કયાંથી પહોચી શકું? તું તો મહાન બેરીસ્ટરની પદવીને લાયક છે."

"વારૂ, વારૂ, હવે મશ્કરી જવા દે અને બીજું સાંભળ તને તો આ લગ્નની રીતથી કંટાળો નથી આવતો? લાકડે માંકડું વળગાડવામાંજ મહત્તા જણાય છે. છોકરો અગર છોકરીને ક્યારે રાતા હાથ કરાવી દઇએ એવી મા બાપના મનની આકાંક્ષા હોય છે તેથી સારૂં નરસું જોવું એક તરફ રહ્યું પણ માત્ર કુળ અને પૈસો દીઠો કે તુર્તે દીકરી આપીજ છે, પછી વર ભલે અભણ દુરાચરણી કે કુપાત્ર હોય. ધણીધણીઆણી બચ્ચે પ્રેમ તો કયાંથીજ હોય પણ સ્વાભાવિક પ્રિતી પણ બે ત્રણ છોકરાં થયા પછીજ ઉત્પન થાય છે તો સુખ કયાંથી હોય? અરે લગ્નની આવી પવિત્ર ક્રીયાને આમ ઢીંગલા ઢીંગલી હોય તેમ ફારસમાં ગણી કાઢે છે. માત્ર મનુષ્ય કૃત લગ્નથીજ સંતોષ માને છે. આવાં લગ્નો ઇશ્વરની દૃષ્ટિમાં કયાંથી માન્ય હોય? અને માન્ય ન હોય ત્યારે સુખ કયાંથી મળે. લગ્ન એટલે શું હાથ જોડે હાથ મેળવ્યો એટલુંજ કે? નહી નહી એતો પ્રેમ રૂપિ વરમાળથી પ્રથમ હૃદયે લગ્ન કરવાં જોઈ

થયે તે પછી મનુષ્ય લગ્ન. સુખ સંપત્તિ ત્યારેજ મળે, ત્યારેજ દંપતિ ખરેખરાં કહેવાય, નહી તો નામ માત્રજ પ્રેમની પવિત્ર ગાંઠથી જોડાયેલુંજ જોડું માત્ર આપદ રુપિ પવન સામું બરાબર ટક્કર લઇ શકે કે સ્વર્ગીય સુખ માત્ર તેજ આપી શકે. હૃદયનો ભાર એના વડેજ હલકો થાય. કેમ ખરૂં કે નહી?"

"તમારા મતમાં તે ખામી હોય?"

'વાહ તું પણ ઠીક ઉડાવે છે. હું તે કયે દહાડે સંપૂર્ણ થઇ ગયો વારૂં? માણસને મરણ સુધી પણ પોતાના જ્ઞાનમાં વધારો કરવાને કંઇ કંઇ કારણો મળી આવે છે એ શું તું ભૂલી જાય છે કે?'

"અરે ભુલું તે કેમ? એતો તારી કહેણી છે, નાનપણથી તું કહેતો આવ્યો છે, પણ વારૂ હજી સુધી કૃષ્ણલાલ કયમ નહીં આવ્યો હોય?"

"એતો કમળાગૌરિના સ્મિતમાં ડુબી ગયો હશે તે એને કયાંથી મીત્રો યાદ આવે?" કુસુમે મજાકમાં કહ્યું ના એમતો હોય નહી પણ દકતર છે તેનો શો ભરોંસો? એકાદો કેસ આવ્યો કે આ બેશી જાય તેને પતવવા" ત્યારે વકીલો કયાં ઓછા હોય છે જે? તૂર્ત અર્ધી ફી તો ઇલજ મુકવાના, ભલે કેસ જીતાય કે ના જીતાય તેનું તેમને કાંઇ છે હોય? આજ કાલ વકીલોને ઘી કેળાં છે, કેમ ભાષ્કર?"—

"હા ભાઇ. તું પણ એલ, એલ, બી, થયો છે ને હવે તારે પણ કોર્ટમા ફેરા મારવા પડશે ને ગ્રાહકો મેળવવાં પડશે, પછી બધું બતાવીશું. ટીનારે ઉભેલાને ડુબતાની પીડાની શી ખબર?"

"હા પણ જો દાદરપર કોનો અવાજ થાય છે? ખરેખર શું કૃષ્ણલાલ તો ન હોય? હા છેતો એજ પગલાં એનાં છે" તેને એકદમ દાખલ થતો જોઇ "કયમ આમ ઉતાવળો, ઉતાવળો, દાકતરને વળી આશું.?"

"કુસુમ, કુસુમ, તને ખબર છે કે?" ખુરશીપર બેશી પાઘડી ટેબલપર મુકી કૃષ્ણલાલે ઉતાવળથી કહ્યું"

"ના ના હું તો કાંઈ જાણુતો નથી બોલ ઝટ?"

"અરે આજે તો એક મોટો કેર વર્તાઇ ગયો છે?" આપણા શંકરલાલ કાકાની કુમુદાને કોઇ હરામખોર ગાડીમાં નાંખી ઉચકી ગયો. અને તેનો પત્તો પણ નથી.

'હે કયારે? સાંઝનાંતો મેં બધાંને ફરવા જતાં જોયાં હતાં ને." અજાયબી પામતાં ભાષ્કરે પૂછ્યું.

"અરે ત્યારેજ બન્યું તો, અમારાં, તમારાં, અને કુમુદા હોજ આગળ બેઠાં હતાં, ત્યાં હરામખોરે ગાડી લાવી એક પળવારમાં કુમુદાને પકડતાંકને ગાડીમાં નાંખી ઘોડા મારી મેલ્યા. વિદ્યાબાબિ માત્ર એટલુંજ જોઇ શક્યાં કે તે હરામખોરના મોંપર મોટો ડાઘ હતો, બાકી તો આખું શરીર ઝબ્બાએ વિંટેલું હતું. કઇ તરફ ગાડી ગઈ તેની પણ ખબર નથી. શંકરલાલકાકાએ વગને લીધે પોલીસ સ્વારોને ચારે તરફ ખાળ કાઢવા મોકલ્યા તો છે પછી જે બને તે ખરૂં પણ કુસુમના ગાલપર શેરડા કેમ પડ્યા છે ?"

'સ્નેહ ઉત્પન્ન થયો હશે તેથી' ભાષ્કરે હળવે રહીને જવાબ આપ્યો."

"ત્યારે તો તેને માટે આ અચ્છીતક છે કારણ કે હમણાં તેણીને મદદ કરેતો તેણીનો પ્યાર કુસુમપર બંધાય અને જો તેણી તેની સ્ત્રી થાયંતો કુસુમ જેવો કોઈ ભાગ્યશાળી નહીં ગણાય. કેમ કુસુમ ?

"તમારૂં બોલવું તો ખરૂં છે પણ તેમ બનવું અશક્ય છે. કારણ કે આપણાથી શીરીતે પત્તો લાગે" ? કુસુમે આર્તસ્વરે પ્રત્યુતર આપ્યો.

"અમને શું અશક્ય છે ? નેપોલીઅને કહ્યું નથી કે અશક્ય શબ્દ કોશમાંથી કાઢી નાંખી શકાય. ત્યારે તું પણ [1]નાઇટ ઇરેન્ટ બનીને [2]લેડી લવને દુખમાંથી છોડવ અને પ્રેમ મેળવ."

"મારૂં—મસ્તિક અત્યારે ધુમે છે, મને કશી સુઝ પડતી નથી સવારે ઠેકાણે આવશે ત્યારે વિચાર કરીશ શું કરવું તે અત્યારે નક્કી નથી."

'હવે હું રજા લઉછું.'

'કેમ.'

'આ બાબતની જરા ખબર તો કાઢું.'

'હું પણ જઉછું.'

'કેમ તારે પણ ખબર કાઢવી હશે ખરૂ કે ?'

'હાજ રાવના જુની સાંભળુ તો ખરે.'

---

૧ નાઇટ ઇરેન્ટ=જેને નાઇટનો કીતાબ મળ્યો હોય તે, આવો નાઇટ જ્યારે બીજાનાં દુખો મટાડવા દુનીઆના ભાગોપર ફરી યુદ્ધ કરી નામના કરે ને એક સ્ત્રીપર પ્યાર રાખે ત્યારે તે નાઇટ ઇરેન્ટ કહેવાય, ઇરેન્ટ એટલે ભટકતો.

૨ લેડીલવ—આ નામ નાઈટ જે સ્ત્રીને ચહાતો હોય તેને અપાય છે.

" ઠીક ત્યારે પણ કાલે સવારમાં મળજો. ? ( ગયા પછી. ) 'અરે મારા ચિતમાં આ શું થાય છે. આ શો! ચચરાટ હૃદય એની પાછળ તું શું કામ દોડે છે. ! માત્ર તેં તેને એકજવાર જોઇ છે. અથવા તો શું આ અલૌકીક કરીને જે મને તેણીના તરફ ખેંચે છે, તેનેજ લોકો પ્રેમ કહે છે. કે શું ? ઇશ્વર જાણે પણ હું શાથી આટલો બધો લીન બની ગયો હું ? ખરે ! પોતાની મેળે ઉત્પન્ન થનાર અને નીરંકુશ વર્તનાર પ્રેમ હોવો જોઇએ નહી તો આટલી બધી ધૈર્યતા આને એકદમ કોમણુ ધકેલી શોકને જગ્યા અપાવે ખરે એતો એનાંજ કરતુક તે વિના આટલો તનમનાટ થનાર હોયજ નહી, પ્રેમથી ન ભરેલો જીવ શું ન કરે. ? રોગીઓ જુલ્યટ માટે જીવને જોખમે દીવાલ કુદી રાત્રે માશુકને જોવા ગયો હતો, રે પ્રેમ તારો પ્રવાહ રોકવને કોણ શક્તિમાન છે' અથવા શું કુદરતના નીયમ પ્રમાણે ચહાવું તે ગુનો છે ? નહીંજ. પ્રેમ, મધુર પ્રેમ જુદાઇમાં પણ તું એક રીતે મીઠો લાગે છે, તારામાં અલૌકીક શક્તી છે. આ શક્તિ માત્ર અનુભવીજ જાણે બીજાને શી ખબર પડે ? વંઝારને પ્રસુતિની પીડાનું ભાન ક્યાંથી હોય ? પણ અરે ! હજીતો અંકુર ફુટે છે, તેમાં વળી પ્રેમનો સ્તંભતો હરાઇ ગયો અરે કોણ દુષ્ટ એને લેઇ ગયું ? બસ સવારમાંજ એને શોધી કાઢું. એને માટે પર્વત, જંગલ, ખીણો, નદીઓ બધે ભટકું, તાપ તૃષા, ભુખ, દુખ, બધું ખમુ પણ કુમુદા તને શોધી કાઢું, અરે પણ રાત્રી ઘણી ગઇ છે. આ ચારે તરફ સુન-મય જણાય છે. માટે ચાલ જઇને હમણાં તો પડી રહું, સવારે બધુ થઇ પડશે.'

---

## પ્રકરણ ૫ મું.

કાળી રાત્રી કાળ બેનડી, ઘોર પશુ કેરા નાદ,
ભયાનક ભડકા ભુતના, દેખી ઉપજે ત્રાસ-કાળી;
છાતી કઠોર સુરા તણી, કંપે એણી વાર.
કોણ ગજુ નારી બાપડી જેણે ન દીઠું ન બાર-કાળી
( અજ્ઞાત )

ગાડી પુર વેગથી દોડતી હતી ઘોડા જાણે આવો કિંમતી ભાર વહન કરવામાં પોતાને માન મળતુ હોય નહી એમ ધારી ઉંચા કાન કરી, ડોક ઉંચી રાખી ત્વરાથી રસ્તાને ગળી જતા હોય નહી એમ જણાતું

હતું કુમુદ્રા જેને હવે ભાન આવ્યું હતું તે ગાડીના એક ખુણામાં બેઠી હતી તેની સામે પેલો કાળા ઝભાથી વિંટેલો માણસ ટીકી ટીકી જોયાં કરતો હતો, વાંચનાર, કુમારીના મનમાં શુ ચાલતું હશે તે કહેવાને કોણ સક્તિવાન છે? અથવા જે તે મનની વ્યથા, માબાપ ભાઈ સગાં સબંધી અને મીત્ર સહોદરમાંથી એકદમ છુટી પાડી કોણ જાણે શું થશે તે પણ અનીશ્ચિય આવે સમે પથ્થર સરખાં હ્રદય પણ ધૈર્ય મુકી દીન બને તો એક અબળા, નિરાધાર જેને માત્ર એકલો પોતાનો જીવજ નહી પણ આબરૂ પણ સાચવવાની તેને શી પીડ થતી હશે? આ દશાનો ખ્યાલ અનુભવ હોય તેનેજ આવે ભાષામાં એવો એક પણ શબ્દ નથી કે જે આ સ્ત્રીના હ્રદયમાં શોક અને ફીકરે વાસ કર્યો હતો તેનો એક શતાંશ પણ બરાબર રીતે બતાવી શકે. અધુરામાં પુરૂ વળી અંધારી રાત્રી અને સુન્યકાર, ચોતરફ તમરાં કે વાગલાં ઉડતાં ઘુવડ કે શીયાળીયાં વરૂ ઈત્યાદી જાનવરોના અવાજ સિવાય બીજો નાદ કાને પડતોજ નહોતો. ઝાડની ડાંખળીઓ પવનના ઝપાટાને લીધે ભયંકર રીતે ખડ-ખડતી હતી, છેડે ભુતના ભડકા જેવો પ્રકાશ ઘડી જણાતો ઘડીકમાં આઘો જતો અલોપ થઇ જતો હતો. આવી કાળના જેવી કાળી રાત્રીને સમયે કાળે લુગડે વિંટેલ, કાળું કૃત્ય કરનાર, અને કાળા મોંઢાના રાક્ષસી માણસ જોડે ભવીષ્યમાં કાળું થવાની ચીંતા સાથે મુસાફરી કરતું કયું હ્રદય નથી ચીરાતું વારૂ?—બેઠેલી કુમુદ્રાયે થોડીવાર ચુપ રહી સામા માણસને સોકથી બેસી ગઓ છતાં પણ ગદ્દરે ખોખરે સાદે પુછ્યું "ભલા માણસ મને જણાવો તો ખરા કે મને કયાં લઇ જાઓછો.

ઉત્તર કોણ આપે.

"ભલા ભગવાન ખુનીને પણ દયા આવે છે કે ખુન કરતાં પહેલાં બે ઘડી પ્રાર્થના કરવા રજા આપી પોતાનો ઇરાદો જણાવે છે, તમારૂં અંતઃકરણ ખુની કરતાં વધારે ક્રુર હોય એમ લાગતું નથી, તમારી મુખાકૃતિ કહી આપે છે કે તમે એવું પાપ કરેલું નથી તો પછી જે એવું નથી માનતા તેને પરાણે શું કામ મનાવવાની જરૂર પડવો છો? શું આપને કુટુમ્બ નથી, તમારી છેડી અથવા છોકરાને કોઇ પકડી લઇ જાય તો તમને દુખ નહી થાય? ખરે થાયજ, ત્યારે તમે મને નાહક શા માટે દુખ દો છો? જો પઇશા જોઇતા હોય તો મને પાછી મુકી આવો. મારા પિતાને કહીને હું તમને જોઇશે તેટલા રૂપિયા અપાવીશ તમારી વાત પણ નહી કહું અરે! ઉલટું કહીશ કે આ બાહાદુર

આયુસે મને હરામખોરના હાથમાંથી છોડાવી આણી છે ને તમારો ઉપકાર જન્મ સુધી પણ નહી ભુલે અને હું પણ તમારૂં કામકાજ રાત્રીએ કરી આપીશ હમેશ તમારા ગુણની ઓશીગણ થઇશ. ના—ના એમ માથુ ના હલાવો, ત્યારે માત્ર કહો તો ખરા કે મારૂં શુ કરવું છે? મારી શી દશા થવાની છે? મને કોણે આમ પકડી મંગાવી છે? એટલું તો કહો અરે મને આટલા તો દુઃખમાંથી બચાવો, સંશયના સપાટાથી રીબાવો નહી."

"ચુપ, નહીતો બંદુકના કુંદાવડે ખોપરી તોડવી પડશે."

"ખરેજ કસાઇને ગાય ગમે તેટલી આર્દ્ર નજરથી જુવે પણ ક્યાંથીજ દયા આવે? હશે! જે લખ્યું હશે તે બનશે. ઓ મારી મા!" એકદમ બેભાન થઈ પડે છે.

"રામા ગાડી હાંકય ઉતાવળી, કોઇ પાછળ આવી લાગશે તો માર્યા જઇશું."

તુર્તજ ચાબખાનો તિક્ષણ અવાજ થયો. ઘોડા ચમકયા અને સપાટાથી દોડવા લાગ્યા, દીશાઓ ખરીઓના પડઘાથી વ્યાપ્ત થઇ લાગી, અને જોત જોતામાં ગાડી એક કીલ્લાની આગળ આવીને ઉભી રહી.

વાંચનાર હવે તુને ખબર તો પડીજ હશે કે કુમુદને ઉચકી લાવનાર બીજા કોઇ નહી પણ આ વીર પુરૂષ દુર્જનલાલના બે હાથ રામો અને માધુ હતા.

---

## પ્રકરણ ૬ હું.

જે સુખમાં સુખદને અનુકુળ ના છે,
તે ધૈર્યથી વિપદને અનુકુળ રે'છે;
હૈયાં હશે કમળમાં કદી કોમળાં તે
દુઃખો પડયે કઠિણતા જબરી ધરે છે.

(અજ્ઞાત.)

ગાડી અટકી કે તુર્ત માધુ નીચે ઉતરી રામાને તપાસ રાખવાનું કહી, કીલ્લાના દરવાજા આગળ આવ્યો; બારી ખુલ્લીજ હતી, અંદર જઇ દરવાજો ઉઘડાવી, દરવાન પાસે કુંચી લઇ એક સ્ત્રીને પાસેની ઓરડીમાં સુતી હતી તેને જગાડી દીવો કરાવી, કોટડી તૈયાર કરવાનું કહી, પાછો આવ્યો.

તુર્તજ તેણે કુમુદા કે જે હવે સાવધ થઇ હતી તેને નીચે ઉતારી હાથેથી કીલ્લા તરફ ખેંચવા માંડી. કુમુદાએ એકદમ તેના હાથમાંથી હાથ છોડાવી, પોતાની બરાબર ઉંચાઇએ ટટાર ઉભી રહી, આર્દ્ર, મધુર, પણ હુકમ ભરેલ શબ્દે કહ્યું, "હાથ ઝાલવાની કશી જરૂર નથી મુકી ઘો, તમે જ્યાં લઇ જશો ત્યાં આવુંછું, જોર કરવાની લેશ પણ અગત્ય નથી, મરણ તો છેજ ત્યારે બીહીવું શાને?' આ વખતે તેનો દેખાવ જાણે પોતાના પતી કામને બાળવા માટે શંકરપર મિથ્યા ક્રોધ કરતી સમાવતિ રતીના જેવો હતો—દુષ્ટના કઠોર હૃદયમાંથી પણ આ શબ્દો સોંસરા નીકળી ગયા. ઝટ હાથ મુકી આગળ પોતે વચ્ચે કુમુદા અને પાછળ રામો એમ ચાલવા માંડયું. કીલ્લાના દરવાજામાંથી દાખલ થઇને એક સીડી વાટે એક ખુણાના બુરજપર ચઢી પછી પાછાં ઉતરી એક સપાટ મેદાનમાં આવ્યાં, કે તુર્તજ માધુએ ભીંતમાંના એક નાના બારણા આગળ આવી, અંદર ઉતરી સીડીપર ચાલવા માંડયું. આ સીડી માત્ર એકજ ગજ પહોળી હતી અને તદન અંધકાર હતું. કુમુદા બીચારી ન છુટકે પાછળ ઉતરી અને તેની પાછળ રામો ચાલ્યો. સેંકડો વખત પડી જવાની બીક લાગી, હવા ભીનાશ ભરેલી અને અસ્વચ્છ જણાઇ, માથું ફરવા લાગ્યું પણ શું કરે? જેનો ઉપાય નહી તે મુંગે મોઢે ખમવું એજ. આ પગથીઆં લગભગ જે વીશેક ફીટ લાંબાં હતાં તે ઉતરી રહ્યાં કે તુર્ત એક લાંબી ચાલી જેવું જણાયું. અહીં આગળ માધુએ એક ઝીણો દીવો ચોરફાનસમાં કર્યો અને ચાલવા માંડયું. તરતજ એક બીજી સહેજ પહોળી સીડી જાણે જમીનના પથરમાંથી કાપી કાઢી હોય નહી તેના મોં આગળ બધાં આવી પહોંચ્યા અને માધુએ ઉતરવા માંડયું. થોડીવારમાં એક મોટો ગોળ ઘુમટ જેવો દેરાના આકારનો ઓરડો આવ્યો, ત્યાં આગળ માધુએ કુંચીવતે પોતાના પગ તળેથી બારણું ઉઘાડી, પોતે નિસરણીનાં પગથિઆંપરથી ઉતરવા લાગ્યો અને રામાને કુમુદાને સાચવીને લાવવાનું કહ્યું. કુમુદા તો જાણે આ ભુતોની સાથે મસાણમાંથી મડદુ ઉચકી લાવ્યા હોય અને જેમ ભુત દોરે તેમ દોરવાય એવી રીતે કશું પણ ભાન રાખ્યા વગર આંખો મીચીને ઉતરવા લાગી; આશરે સાઠેક પગથીયાં ઉતર્યા કે તુર્ત જરા હવા ઠંડી લાગવા માંડી તે ઉપરથી લાગ્યું કે કોઇ પણ પ્રકારે કરીને જમીનની આ ગુફામાં ઉપરની સ્વચ્છ હવા આવવાને ગોઠવણ કરી હશે. પગથીયાં ઉતર્યા પછી તરતજ એક લાંબી ગલી જેવું જણાયું તેમાં બધાં ચા-

સેવા મંડયા. કુમુદાને જમીનપર પગ પડવાથી લાગ્યું કે આ ભાગ બધો પોલો હશે અને તેનાપર પાટીયાં જેવું જણાયું. ઝટ લાગ્યું કે જાણે કે દુઃખના અંત આવવાનો હોય, કે જાણે પોતે આ છેલ્લું વહેલુંજ બધુ ભોગવતી હોય. કે કોણ જાણે શાથી પણ આ વખતે પોતે બરાબર સાવધાન થઇ બારીકીથી ચાલતાં ચાલતાં બધું તપાસવા લાગી. થોડી વારમાં એક ઓરડાના બારણા આગળ તેઓ આવી પહોંચ્યા. માધુએ હાક મારી કે પેલી દયતા, ખરેજ તેનો ચહેરો એવોજ હતો અને જે કોઇ કાચા પોચા મનનું મનુષ્ય તેને અંધારી રાત્રે એકલી દેખે તો જરૂર ડાકણ છે એમ ધારી છળી મરે એવી હતી, તે તુર્ત બારણું ઉઘાડી અંદરથી બહાર આવી, જે દીવો તેણે ભીંતમાં એક ચાડાપર ગોઠવ્યો હતો તે ઓરડામાં લઇ આગળ ચાલી ને કુમુદાને પાછળ આવવા કહ્યું.

કુમુદા પણ પાછળ ચાલી ઓરડામાં દાખલ થઇ. ઓરડાની એક ભિંત આગળ એક સ્વચ્છ ચાદરવાળો ખાટલો પાથરેલો હતો,. બીજી ભીંતની બાજુમાં એક નાનું ચોરસ ટેબલ ગોઠવેલું હતું. અને તેનાપર એક તખતો, તેલની શીશી, કાંસકી વીગેરે પડયું હતું. તેની આસપાસ ત્રણેક જુની ખુરશીઓ ગોઠવેલી હતી, એક લાંબી ઇંગ્રેજી ફેશનની ટોપી ભેરવવાની ઘોડીપર ત્રણેક ફેનરી ગવન હતાં. ઓરડાની વાસ મારતી ભીનાશવાળી હવા, ભીંતોપર કચરો, બધુ કાટ ખાધેલું ઇત્યાદી જણાવી આપતું હતું કે ઘણે વર્ષે આજજ આ ઓરડો વાપરવા સારૂ ઉઘાડવામાં આવ્યો હશે. ઓરડાને બારીઓ હતીજ નહી પણ માત્ર આકાશી જાળીયાં હતાં તેમાંથી હવા સંચરતી હતી. બારણાના ઉમરાથી ઓરડાની જમીન લગભગ એક ગજ નીચી હશે. આવા ઓરડામાં જે સ્વચ્છ શણગારેલા સુંદર સુગંધી ઓરડામાં રહેનારી, ભાતભાતનાં સુખ ભોગવનારી અને સ્વેચ્છાએ ફરનારી કુમુદાને બીચારીને લઇ જઇ ધોચી. તેણીને ખાટલાપર બેસવાનું કહી માધુએ પેલી ફૂત્તાને કહ્યું "હવે અમારૂં કામ પૂરૂં થયું છે માટે અમે જઇશું, અને શહેરમાં જઇ ભાઇને સવારમાં ખબર આપીશું તારે આની બરાબર સંભાળ રાખવી અને જે જોઇએ તે પુરૂ પાડવું. ખબરદાર જો એની જોડે નકામી વાત કરી છે કે બરબડી છે તો તને અહિંને અહિં પુરી કરવામાં આવશે, અમે કીલ્લાને બારણે જતાં સીપાઇ રાખેલો છે. તે પણ બહાર નીકળવા નહી માટે જા હવે ઘટતી તૈયારી કર." કુમુદાને મનતો અંત સમય નજીક છે એમ લાગ્યુ, શરીર ઠંડુ થઇ ગયું, મનમાં વિચાર ઉત્પન્ન થયો, હાય ! હાય ! આમજ આ બ-

ધાનો અંત આવશે? અરેરે બોલતાં બોલતામાં તો બેશુદ્ધ થઇ ખાટ-લામાં પડી ગઇ.

માધુએ ઝટ રામાને સાદ મારી પેલી દષ્ટતાને ખાવાનું આપવાની વરધી આપી સંભાળ રાખવાની કહી એક મોટી કુંચી આપી ચાલ-વા માંડયું.

પેલી રાક્ષસી પણ બારણું બંધ કરી ચાવી લગાવી તેમની સાથે ચાલતી થઇ,

થોડી વારે સુદ્ધિમાં આવી કુમુદા બેઠી થઇ, આસપાસ નીહાળવા લાગી. મનને કઠણ કરી, ધૈર્ય પકડી, દીવો હાથમાં લઇ, ચારે તરફ ભીંતની આસપાસ ફરવા લાગી. તરતજ બરબડી ઉઠી, "શું શીકારી જે પક્ષીને આટલે શ્રમે પકડી લાવે તે કોઇ દીવસ વળી પાંજરાનું બારણું ખુલ્લુ મુકતો હશે કે? કેવા છોકરવાદી વિચારો? આવી મજબુત ભીં-તોમાંથી બચી જવું. અરે એતે કોઇ દીવસ પણ બને?" તરતજ દીવાને પોતાની જગ્યાએ ગોઠવી, ખુરશી પર બેશી, ટેબલપર માથુ મુકી, સારી પેઠે રડી, હૃદયનો ભાર હલકો કર્યો. પણ વળી એટલામાં વીચાર આ-વ્યો કે ઘણી વખતે દૃઢ અને ઘણાજ લુચ્ચા ખુનીઓ પણ પોતાની ઉતાવળમાં કેટલીક સાધારણ લેવી જોઇતી સાવચેતીઓ ભુલી જાય છે અને એમ પણ બને છે કે જયારે દગાબાજ એક બારણું બંધ કરે કે ઇશ્વર બીજું બારણું ઉઘાડેજ. પાણીના વમળમાં ડુબતું, જેમ તરણાને પકડી ટેકો લેવા જાય તેમ, કુમુદા પણ આ વીચાર આવતાં, ઉઠીને ઘ-ણીજ બારીકીથી દરેક ભીંત તપાસવા લાગી.

ફરતાં ફરતાં જે ભીંતમાં મુખ્ય બારણું હતું તે ભીંતની સામી ભીંતે તપાસ કરતાં ઝીણી તરડ જેવું જણાયું. તરતજ જોરથી હાથ વતે ધક્કો મારતાંવેંતજ બારણું જે વખતને લીધે ખવાઇ ગયું હતું તેનો ક-ળનો બંધ ઢીલો પડવાથી ઉઘડી ગયું, અને ભરાઇ ગએલી હવાએ બોઇલરમાંથી નીકળતી વરાળની પેઠે જોસબંધ ધસતાં કુમુદાના મસ્તિકને ભમાવી નાંખ્યું. દીવાને જેમ તેમ જરાવાર હાથ આડો રાખી ભીંતને ઓથે હવાનું જોર નરમ પડયું ત્યાં સુધી તેણી થોભિ; પછી સાવચેતી-થી અંદર દાખલ થઇ માંહી દાખલ થતાં, જાણે પોતે ભુતખાનામાં જતી ન હોય એવું લાગ્યું, પણ ધીરજ રાખી, કોઇની પણ દરકાર કર્યા વ-ગર, જે બનવાનું હોયતે બને, મરણ થાય તો પીડામાંથી છુટી જાઉં એમ વીચાર કરતી ઓરડાને મધ્યભાગે જઈ ઉભી રહી; અહા! આ વ-

ખતે ભય, ચીન્તા, દૈન્યતા, નિરાશા, ઇત્યાદીએ, તેના ચહેરાપર વાસ કરેલો હતો છતાં પણ સુખમાં મન હરનાર ચહેરો અંત્યારે આવી અવસ્થામાં પણ જાણે તરતની એક યુવાન બાળા મુર્છાધિન થઇ હોય તેના જેવો રમણીય લગતો હતો. માથાના વાળનો અંબોડા છુટો થઈ લટો છાતીપર, ખભાપર, નિરંકુશ ફેલાતી, દીવાને લીધે વધારે શ્યામતા અને ચળકાટ દેખાડી, કૃષ્ણ સર્પની પેઠે તેણીની અસ્થીરતાને લીધે આમથી તેમ હાલતી જણાતી હતી. સુખમુદ્રા ઉનાળામાં પાતળી વાદળીથી છવાયલા પુર્ણચંદ્રના જેવી દેખાતી હતી. ગાલ અને હોઠપરની રતાશમાં કિંચિત્ ફેર થયો હતો પણ રાત્રીને લીધે જણાતો નહોતો. શ્વેત ગળાપર છુટ છવાયા પડેલા કાળા વાળ, કળી ન શકાય એવા ઉપરા ઉપરી બનતા બનાવોને લીધે ધડક ધડક થતિ, ઉપડી આવતી છાતી. અને સંકોચેલ વસ્ત્રથી તેણી એવી તો મનોહર લાગતી હતી કે ગમે તેવા જોનારના હૃદયમાં પરાણે પણ કામનાં શલ્ય પેઠાવીના રહેજ નહી. ક્ષણવાર મસ્તક નિચું રાખી પગ પર દૃષ્ટિ કરતી આ અબળા જાણે ચંદ્રાપીડના મરણથી ખીન્ન શબપર દૃષ્ટિ રાખી નીચે વદને જોનારી કાદંબરીજ હોય નહી, અથવા કામના ભસ્મ થવાથી પીડિત હૃદયવાળી રાખની ઢગલીપર નજર નાંખતી, શોકાતુર મુખવાળી રતિહોયજ નહી, અથવા તો સાક્ષાત્ શોકની મૂર્તિમતિ દેવીજ હોય નહી તેવિ દેખાતિ હતિ. એક પળવાર વિચાર કરી, એકદમ સજ્જ થઇ, જાણે ભૂલી ગઇ હોય એમ, બધુ દૂર કરી તપાસ શરૂ કરવા જાય છે કે પાટીયાની જમીનપર પગ સંચાર થતો લાગ્યો. તરતજ ઓરડામાંથી બહાર આવી બારણું હળવેથી બંધ કરી જાણે કશુ પણ જોયું ન હોય તેમ બધી લાગણીને છુપાવી. પોતે ઓરડાના બારણાને સાંકળ દીધી હતી તે ઉઘાડી. તરતજ કળમાં કુંચી ફરી, અને બારણું ઉઘાડી પેલી કૃત્યા દાખલ થઇ. તેના એક હાથમાં એક પીતળનો મોટો ટાટ હતો, તેમાં મુકેલ વાડકામાં દુધ, પુરીઓ, અને તળેલ બટાટા હતા. બાજી હાથમાં એક પાણીની મોટી ઝારી હતી. તેણે ખુમચો ટેબલપર મુકીને પાણીના કરબડાને હેઠે મેલી ખોખરે અવાજે કહ્યું.

“ખાવાનું દુધનું છે તે તમે ખાઓ કશી અડચણ નથી બીજુ કાંઇ જોઇએ તો તે મને કહો.”

મારે કાંઇ ખાવાની જરૂર નથી, પણ તું કહે તો ખરી કે હું ક્યાં છું. ?”

"બાઇ સાહેબ હું તો માત્ર તમારે જે જોઇએ તેટલા માટે અહીં રહીશું પણ કાંઇ તમને જવાબ આપવા બંધાયલી નથી."

કુમુદા નીરાશ થઇ. વિચાર કર્યો, "જે થવાનું હશે તે થશે. ભવિષ્યમાં જે થવાનું છે, તેની ચીન્તા શી? અહા! જો ભવિષ્યની ચીંતા થાત તો રાવણ સુખ કયાંથી ભોગવી શકત? પ્રભુ મનુષ્યને ભવિષ્યના જ્ઞાનથી દુર રાખ્યા છે એ ઠીકજ કર્યું છે. ખરેજ આગળ દુખ પડશે, એમ જો દરેકને ખબર હોત તો ક્યારનાં ફીકરમાંજ મરી જાત. પણ પ્રભુ જે કરે છે તે સારાનેજ સારૂ. ભોજને મારી નંખાવા મુંજે મારા મોકલ્યા ત્યાંથીજ ભોજનો ઉદય થયો અને રાજ્યપદવિ પામ્યો, ચંદ્રહાસને ઝેર દેવાનુ હતું ત્યારે ત્યાંજ વિષને બદલે વિષયા મળી, માટે ઇશ્વરની ગતિ ગહન છે, તેને કોઈ પહોંચનાર નથી. પણ હવે આ ખાવાનું આવ્યું તો ચાલ ખાઇ લઉં, ખાઇશ તોજ શરીરમાં સત્તા રહેશે, બધુય ત્યારેજ થશે. એક ઘડી ભુખ્યાં રહેવાય તો જીવ અકળાઇ જાય છે, અન્ન વગર કશુંય સુઝતું નથી. વિરપુરૂષો ને યોદ્ધાઓ પણ અન્ન વગર ડગલું ભરવાને પણ અશક્ત છે અને આ માણુસને કમાવું, આટલી બધી ચીંતા વેઠવી. કાવતરાં કરવાં, ખટપટ વિગેરે શાને માટે? એક માત્ર પેટનેજ ખાતર. સ્ત્રીને વહાલામાં વહાલી વસ્તુ જે પોતાનો ધણી, તેના મરણથી, જો કે તેને અત્યંત શોક થાય છે, અને દેહનું ભાન ભુલી જાય છે છતાં પણ ક્ષુધા તરત કાન પકડીને ઠેકાણે લાવે છે. ક્ષુધાથી પ્રેરેલ શું પાપ નથી કરતો? માટે સાવ જગતનો જેનાપર આધાર છે એવું જે અન્ન તેનો તિરસ્કાર શા માટે કરવો? જે ભાવે તે ખાઇ લેવું."

"આપને મારી હાજરી કંટાળા ભરેલી લાગતી હશે, અને ભોજન વિગેરે ગુપ્ત કરવું જોઇએ તો હું પાસેના ઓરડામાં છું, સૂઇ રહેવાની પણ ત્યાંજ છું તમારે કાંઇ જોઇએ કે કામ પડે તો જરા સાંકળ ખખડાવજો કે હું તરત હાજર થઇ જઇશ."

બારણું ઉઘાડી આ બીહામણી રાક્ષીસી બહાર આવી ચાંપ બરાબર બંધ કરી, બહારથી સાંકળ અને તાળુ લગાવી, પોતાની ઓરડીમાં જઇ બેઠી.

કુમુદાએ તરત હાથ પગ ધોઇ ઇશ્વરની પ્રાર્થના કરી મનને જરા શાન્ત કીધું.

'ધર્મ નિંદક ભલે, નિંદે હાસ્ય કરનાર ભલે હસે, અવિશ્વાસી, ના-

સ્તિક, ગમે તે બોલે, પણ આતો સત્ય વાત છે કે ખરેખર દુખની કે અણીની વખતે પ્રભુપર વિશ્વાસ રાખી દઢતાથી તેની પ્રાર્થના કરવી, સંકટ દુર કરવા વિનવવું, એ હૃદયને ભરોંસો અને અસાધારણુ હીમત આપે છે. ધર્મી મનુષ્યને જ્યારે બધાપરથી વિશ્વાસ ઉઠી જાયછે ત્યારે, તેનો નિશ્ચય એકપર ઠરેછે અને તેને દઢ ખાતરી હોય છે કે, તે નિયંતા, જગનો પાલણુહાર મને દુખમાંથી છોડાવશે, એમ ધારી ખરા દીલથી ઇશ્વરની ભક્તિ કરી મન સ્વચ્છ કરી એક જાતની કળી ના શકાય તેવી ધૈર્યતા મેળવે છે; જ્યારે નાસ્તિકને આમાંનું કશુંય સુખ હોતું નથી, તેતો જ્યાં નજર નાંખે, ત્યાં શૂન્ય દેખે છે; દુનીયામાં કોઇ પણુ તેને એવું નથી દેખાતું કે મદદ કરે. તેની ઐહીક અને પરલોકીક બન્ને આશા વ્યર્થ છે, કારણુ પહેલામાંથી તેને પકડી દુર રાખેલો છે અને બીજામાં તેને ભરોંસો નથી. અહા ! શી આ વખતે તેના મનની દુર્બળતા ? અંધકારના કુપમાં ગરક થતાં એક્કે આશા રૂપિ કીરણુનું અજવાળુ તે જોતો નથી. શું આના કરતાં આસ્તિકની દશા દુખમાં પણુ હજાર દરજ્જે સારી નથી ? પ્રભુ સ્તવન તેના હૃદય વિણાના તારને અડકી ધૈર્યતાનો સુસ્વર તેને સંભળાવે છે, ચિત્તમાંથી એકદમ ઉર્મી ઉઠે છે કે બધાય ભુલી જશે પણ એક, કે જેમાં તેનો ભરોંસો છે તે નહી ભુલે, તે તજી નહી દે. ખરે ! ધર્મના સુખનો ખરો અનુભવ તો દુઃખજ છે. આજકાલનો ઉગતો જનસમાજ ધર્મ જેવી મહત્વની બાબતને કોરે નાંખી દે છે તેનાપર વિચાર કરતો નથી, જેમ ફાવ્યું, તેમ સ્વેચ્છાથી વર્તેછે, પણ એ બધું જ્યાં સુધી દુખના દરીયાના મોજાંના સપાટા નથી જોયા ત્યાં સુધીજ ! અરે ઇશ્વર ! તારી ચમત્કૃતિ અદ્દભુત છે." એમ બોલતી કુમુદા તરત ખાવાની થાળી લેઇ નીચે બેશી ખાવા લાગી.

શોક, ચીન્તા, ભય ઇત્યાદીથી વિંટાયલીને ખાવું તો કયાંથીજ ભાવે ? પણુ પેટને ભાડુ આપ્યા વિના છુટકો નથી એમ ધારી જેટલું ભાવ્યું તેટલુ ખાઇ દુધ પી લઇ બાકીનું ટેબલના ખાનામાં મુકી હાથ મોં સ્વચ્છ કરી, એક ખુરશીપર બેઠી.

'મા, બાપ, મિત્ર કુટુંબ વિગેરેના વિચારો હવે મનમાં લાવવા ન જોઇએ. લાવવાથી પણુ શું વળવાનું હતું ? ઇશ્વરને જે ગમે તે ખરૂં પણુ કુસુમ, મારા કુસુમ, શું તું જાણે છે કે અત્યારે આવે વખતે આવી દશામાં પણુ તારી છબી તારી કુમુદાના મનમાં ચિતરેલી છે. ના ના, તને શાથી તે વિચાર હોયજ ? તારૂં મન મેં કયે દહાડે પારખી જોયું છે ?

છતાં પણ મારા હૃદયમાં કોઇ દૈવી અવાજ મને કહે છે કે કુસુમ તને ચહાય છે ત્યારે શું એમજ છે? શું અથવા "મનોમન સાક્ષી" આ કહેવત ખોટી પડે? નહીંજ. ત્યારે શું? મારા કુસુમ તારી જોડે એક અક્ષર પણ બોલવાનો વખત ન મળ્યો? શું આ જીંદગીનો આમજ અંત આવશે? પણ તુને ખબર હોય કે કુમુદા, તારી કુમુદા, આવા અંધારા કેદખાનામાં સડે છે તો શું તું મદદ કરવા સત્વર દોડશે નહી? શું તું જોઇ રહેશે? નહીજ ત્યારે શું કરવું? તને ખબર શી રીતે આપવી, મારા ઘરનાંને ખબર આપવા કરતાં તનેજ આપવી યોગ્ય છે પીતાજી વૃદ્ધ છે તેમનાથી જાતે બને તેમ નથી. બીજાને સોંપે અને વાત ચોળાવાથી કદાપી દુષ્ટના જાણવામાં આવે તો ઝટ પુરી કરી નાંખે, અગર તો કંઇ બીજે સ્થળે લઈ જાય. માટે ખબર તો તનેજ આપવી.

---

## પ્રકરણ ૭ મું.

મીઠી વાણી, મુરખ જનને, સુજ્ઞને, સર્વ કોને,
લાગે વ્હાલી, તરત શમતો, ક્રોધ જે કેર કર્તો;
એથી કાંઈ, અસર થાયે, કાર્ય ખળના મહીં જો,
લીંબોળીનો, સતત જાણું, સ્વાદ મીઠો થયો તો.

( અજ્ઞાત )

આ બધો વખત દુર્જનલાલ શું કરતો હશે? માધુ અને રામાને વિદાય કર્યા પછી સ્થાનિક કામ કાજ કરી, સાંઝે ઘેર આવી, પોતાના ઓરડામાં બેઠો હતો, એવામાં નિચેથી ચાકર તેડવા આવતાં જમવા ગયો. એ અરસામાં તેની સ્ત્રીએ કાંઇ કામ સારૂ ઓરડામાં આવતાં, ટેબલ પાસે જતાં, એક અર્ધો ઉઘડેલો કાગળ દીઠો તેને અક્ષરો સ્ત્રીના જેવા લાગ્યા. કુતુહળથી પ્રેરાયલી આ જીજ્ઞાસુ એ કાગળમાં શું હશે તે વાંચવા અધિરી બની લેખ હાથમાં લીધો, તેવોજ મુકી દીધો, ત્યાંથી આઘી ખશી, પણ તુર્ત પાછી ફરી જનાર ઉભી રહી, ચીત્તની દૃઢતા ડગવા લાગી; કોઇનો ખાનગી [illegible] જરીમાં રજા શીવાય વાંચવો, તે તેના શુદ્ધ અંતઃકરણમાં [illegible] લાંબો કરેલો હાથ ખેંચી લીધો, ભયથી આસપાસ જોયું, [illegible]. જીજ્ઞાસાએ નબળા હૃદયપર જોર કરવા માંડયું, ઇર્ષાએ ટેકો આ[illegible] ઉભયના બળ પાસે પોતાની વૃતિ ડગતી હોય તેમ આ મ[illegible] રાખનાર સાધ્વી સ્ત્રીનો નીશ્ચય ચળાયમાન થતો લાગ્યો. વાંચનાર [illegible] ની આ અબળા

કુલીન નથી, પોચા હૃદયની છે એમ કહીશ નહી. તારો અનુભવ સંભાર. આવે વખતે કયું મન સ્થિરતા પકડી શકે ? એકાંત, હર્ષ, અને કુતુહળ, ત્રણેનો એકતાર થયો. તેના યોગથી પરાધીન પડેલી અબળા કાગળ લઇ સોડાઆમાં ઘાલી, હળવે રહી બીજે દાદરે ચઢી, એક પાછલા ઓરડામાં જઇ વાંચવા લગી. પત્ર કાંઇ લાંબો નહોતો, લખનાર પરિચિત હતું જરા જોરથી વાંચવા માંડયું.

**દુર્જનલાલ.**

વિનંતિ પૂર્વક વિદિત થાય જે તમારા પત્રથી તમરો મનોભાવ જાણ્યો. તમે ભુલોછો, બીજી બાળકીઓ જેવી નબળા મનની અને ઐહીક સુખથી ઠગાય તેવી હું નથી. જ્યાં મારા મનનું વલણ નથી ત્યાં હાથ શી રીતે સોંપાય ? તમે પરણેલા છો. મને તમારી સ્ત્રી માંદી છે તેથી મરણ પથારીએ છે, એમ જણાવી તમે મારૂં વચન માગો છો. એજ તમારૂં હૃદય કેવું છે. તે જણાવી આપે છે. વળી તમારા કાવત્રાં પકાતાં છે

**न मुर्खजनसंपर्कःसुरेन्द्रभवनेष्वपि ।**

પ્રેમની જે વાત કરોછો તે તમારામાંક્ષણીક છે. જેવી અસર જીભલોલીલવાળાં માણસોને સરસ ભોજન જોઇ થાય તેવો તમારો પ્રેમ છે, એટલે ઝાઝું લખી તમને કંટાળો ઉપજાવતી નથી.

તમારી પંડીતાઇ મિથ્યા છે હું સમજુ છું. સ્નેહી સ્નેહપરજ આધાર રાખે છે. સરતો ઠરાવવી એ પ્રેમમાં ખામી દર્શાવિ આપે છે. વધારે લખી મને તસ્તી આપશો નહી, મારૂં મન મેં તમને જણાવ્યું છે. આપને દુખ લાગે તો માફ કરજો, હું શું જાણું ? હું તો એક ક્ષુદ્ર અબળા છું, પણ તમે મોટાછો ક્ષમા કરજો. લી.

શુભેચ્છક કુમુદા.

પત્ર વાંચી વિચાર સમુદ્રમાં પડી હોય, જાણે ભયંકર કુવાની કોરપર ઉભેલી હોય, કે યમદૂતો પાસે હોય, તેની અ- વસ્થા ક્ષહોક અનુભવિ ક્રોધાગ્નિથી બળવા લાગી. પણ તરતજ ક્રોધ સમાવી શાન્ત થવા યત્ન કરવા લાગી છતાં બળતરાથી બડબડવા લાગી, "વાહ મારા પ્યારા પતિ, સ્વાંગનો ખુબ લીધો જણાય છે. આવી સાજી, તાજી, તેને તમે મરણ પથારીએ સુવાડો છો. પણ તમને તમારી લાયકાત પ્રમાણે જવાબ મળ્યો હોય લાગે છે. ખરે કુમુદા જેવીને ફસાવવા તજવીજ કરી મુકેલાતો છે

અને મને મારતાં પણ શી વાર લાગે ? ઘડીના છઠ્ઠ ભાગમાં. સાહસીક શું ન કરે! તરવારત મન પારકું વા પોતાનું બધું સરખું છે. અથવા વિષયાશક્ત શું નથી કરતા? ખુન, ચોરી, મધપાન, ઇત્યાદીક શું તેના આશ્રયભુત નથી ? એવો કયો ગુનો છે જે વિષય વાસનાથી અંધ બનેલ માણસ ના કરે ? હે નાથ. આ બધી વાતે સુખ છતાં નકામાં બાથોડીયાં શું કામ ભર્યા કરોછો? વિષયથી કેટલા ખરાબ થયા, થાય છે, અને થશે; ઇંદ્રને સહસ્ત્રભગ શાથી૦થયાં ? અહલ્યાની ઇચ્છાથી. સીતાના અભિલાષિ રાવણે કુળનો ક્ષય કરાવ્યો. કીચક, કૈરવ, ચંદ્ર, આદી બધાને કામ વાસનાને લીધે મરવું પડયું હતું. ત્યારે ભલા ભગવાન ? આ મનુષ્યપામર પ્રાણી શીદામ બીડે છે? અને બુરા ફળથી બચી જવા માગે છે. ક્ષણીક સુખ સારૂ સર્વસ્વનો ભોગ આપવા તૈયાર થાય છે. પણ આવી દુષ્ટ કામ વાસના શાથી ઉત્પન્ન થતિ હશે? એમાં કાંઇક ભેદ છે ખરો. ઇશ્વરનો, સંકટનો,..ભય રાખ્યા વિના, નિરંકુશ બની, માણસ કામને આધીન થાય છે, પશુ બને છે; સારસારનું ભાન નથી રાખતો? એ શાથી. હા, હા, પણ. ઘણું કરીને તો સોબત એવી અસર. સેંકડે પંચાણુ ટકા સંગતને લીધે માણસ બગડે છે. વળી એમ પણ છે કે ઉપર કોઇની પ્રથમથી દાબ ન હોય, નાનપણથી લક્ષ્મીમાં ઝીલતો હોય, સ્વતંત્રપણે ફરતો હોય, તેને, કામ તરત પોતાના સપાટામાં લઇ ક્ષુદ્ર વિષયાન્ધપામર બનાવી દે છે. માબાપ છોકરાંને સદ્દગુણી કરવા ઇચ્છતાં હોય તેણે નાનપણાથીજ બાળ ઉપર ખાસ તપાસ રાખવી. છોકરાંના હાથમાં પૈશા આપતાં વિચાર કરવો, તે કોની સોબત કરે છે, કયાં જાય છે, શું શીખે તે, રીત ભાત કેવી રાખે છે એ પ્રત્યેક બારીકીથી તપાસવું. તેમની દરેક નજીવી જણાતિ પણ હીલચાલપર બારીકીથી તપાસ રાખી ઘટતા ઉપાય યોજવા, ધર્મ સંબંધી તેમની આસ્થા દૃઢ કરાવવી, સદ્દગુણી જનનાં ચરિત્ર સંભળાવવાં, ઇત્યાદી ઇત્યાદી ઉપયોથી બાળકનાં મનને ખીલવવાની ઘણીજ જરૂર પણ આ બાબતપર હીંદુઓ ભાગ્યેજ લક્ષ આપે છે. મોટાંના ઘરમાં ચાકરોને હાથે ઉછેરવાનું કરવાનું હોય છે એટલે છોકરાંની સદ્દગુણી થવાની આશા તો કયાંથીજ હોય પણ ઉલટાં બગડે. પણ આતો એકમાંથી બીજે ચાલી. હશે, ગમે તેમહો, પણ હવે આંમને સુધારવા તે શી રીતે ? શું કશોય રસ્તો રહ્યો નથી ? ઇશ્વર મને સહાય કરો. માણસ શું ન કરી શકે ? ધારે તે કરે. કુમુદની ધારણામાંતો નીર્બળ છે. હા સુધારવાના બે રસ્તા છે, એકતો હમેશ બોધદાયક વચના સંભળાવાં, ઘડી ઘડી ઉપદેશ કરવો,

દૃષ્ટાન્તો આપવાં, ઇત્યાદીથી અને બીજો રસ્તો તેને અનુભવનાં કડવાં ફળ ચાખવા દેવાં. આ રસ્તો સહેલો પણ જોખમ ભરેલો છે, અને સુધરે ખચીત પણ હાની પહોંચવાની. પશુવૃતિનું મોટું ફળ એકાદો ભયંકર રોગ જરૂર ચોટવાનો. પણ ત્યારે શું કરવું ? ઉપદેશ તો કર્યા કરવો, પછી જે બને તે ખરૂ. અરે પણ હવે મને યાદ આવ્યું. કાલે બપ્પોરે માધુ આવ્યો હતો, અને એ માણસ કાંઇ સારો નથી. તેની જોડે એ ભણઇને ખાનગી વાત કરતા હતા તે માત્ર મેં આટલું સાંભળ્યું કે "પકડીને કીલ્લામાં કેદ કરવી અને મને ખબર આપવી" શું આ કુમુદાને તો નહી હોય ? ના, ના, એનો બાપ સત્તાવાળો છે. એ મતો ના બને, પણ કોણ જાણે હોય પણ ખરૂં. આજ કાલ એ હવે છેક નિરંકુશ બનવા લાગ્યા છે. ધારે છે કે કોઈ જોતું નથી, પણ ઇશ્વર બધાનો સાક્ષી છે તે કેમ સાંખી રહેશે? અરે! પણ એમના સુખમાં મારૂ સુખ અને દુખમાં મારૂ દુખ સમાયલું છે તો એ એવા થયા તેથી શું આપણે પણ એવું થવું? લગ્નની પવિત્ર ફરજ ભુલી જવી? હુંસુધારીશ, બનતુ કરીશ પ્રાણ અર્પીશ, પણ દુરાચરણ નહીં ચાલવા દઉં; પછી તો જેવી ઇશ્વરની મરજી, કર્તા હર્તા એજ છે એની મરજી વગર તરણુ પણ તુટતું નથી. પણ ત્યારે કુમુદાને છુટી કરવી, એમની સહાયા માળણને પુછવું? એજ. ઘડીઆળ સામુ જોતાં, "આઠ વાગી ગયા ચાલો એતો જમીને ઉપર આવ્યા હશે." તરત નીચે ઉતરી ઓરડામાં આવતાં દુર્જનલાલને હીંચકા ખાતો જોઇ

"નાથ- કેમ આમ વિચારમાં છો."

"આટલી વાર તું ક્યાં ગઇ હતી? પાન બાન તો કર"

"એટલા સારૂ તો હું આવીજ છું પણ માનો ન માનો તમારા હૃદય માં કાંઇક વિચાર ચાલે છે.'

"ગાંડી વિચાર શેના? એતો કોઇ કામ માં જરા ધન આપવા જેવું હોય તો એમ લાગે. પણ મને તું વીચારમાં હોય એમ લાગે છે."

"મારે કયુ કારભારૂ કરવું હતું તે વિચાર કરવો હોય, પણ તમારે તો સોને છોડવાનાં તે હોય"

"ના, ના, આજે તુ કાંઇ મરમમાં બોલે છે."

"હું મરમમાં તો કાંઇ નથી બોલતી, પણ તમને કહું છું, અને મારૂ કહ્યું માનો, જે મળે તેનાથી સંતોષી રહેવું, આખુ લેવા જઇએ તો અર્ધુંય જાય હું સ્ત્રી છું, આપને ઉપદેશ કરવા યોગ્ય નથી છતાં કહું છું, માફ કરજો, મારો ધર્મ છે તે બજાવું છું. આપ જાણતા હશો કે—

योध्रुवाणिपरित्यज्य अध्रुवं परिसेवते ।
ध्रुवाणितस्यनस्यंति अध्रुवंनष्टमेवच ॥

તેમ આપે સતસાર વસ્તુ મુકી અસાર વસ્તુ શોધવા માંડી છે, તો પરીણામ સારૂ નહી આવે. મારાથી નથી રહેવાતું તેથી આ કહું છું".

"પણ આજેજ આટતું બધુ શું છે? શું કાઇ તે એવું જોયું કે તું આમ કરે છે ?"

આપજ કહેતા હતા કે સ્ત્રી જાતિ પુરૂષ ઉપર ચોકી કરવા મુકા યલી છે અને બીજો પુરૂષ પારખે તેના ડરતાં વધારે ત્વરાથી સ્ત્રી, પુરૂશના ગુણદોષ જાણી શકે છે; તો પછી આપજ વિચાર કરો કે વાદળે ઢાંકયો સુર્ય રહેતો હશે ?"

છે, કે કાંઇ ઉડતિ વાત સાંભળી છે? કહેતો ખરી."

"તર્ક પણનથી, ઉડતિ વાત પણ નથી, એતો હડહડતી સાબીતી મારી પાસે છે, કદાપિ સાબીત કરી આપું તો તકશીવ માપ; મારૂ કહ્યું કરશો? આપો વચન, જો પછી કરી ન જતા હો."

"લો આ વચન. પણ જેટલો વાસના તરણમાં તોલ હોય તેટલો તારા શબ્દમાં છે; અને સાબીતી માં પણ તે- ટલોજ હશે. કાંઇ મશ્કરી માંડી છે, ઠીક છે પણ જા હું ગુસ્સે નથી થવાનો માત્ર હદમાં રહેજે."

"હા હદથી બહાર નહી જાઉ" લ્યો જુઓ ત્યારે ( કાગળ બતાતાં ) દુર્જનલાલ રાતો ચોળ થઇ ગયો, ક્રોધ રગેરગ માં વ્યાપિ ગયો, અને જો સ્ત્રી આધી ખશી નહોત તો જોસથી કરેલ પાનની રકાબીના ઘાએ કુમળી અબળાના મસ્તના ખંડ કર્યા હોત અને નિર્દોષ લોહી વહ્યું હોત."

"ખાનગી કાગળ છાનામાના ચોરીથી વાંચે છે? બોલ ક્યાંથી લીધો એ કાગળ ? નહીં તો આજે હું તારો નથી.

"વહાલા માફ કરો, મારાપર શું કામ ગુસ્સે થાઓ છો? આ લ્યો; અરેનીરૂ કહી દઉં છું જોપએ તેમ કરો તમે જમવા ગયા કે હું તમારી મેડીમાં આવી અને ટેબલ આગળ પાન બાનવવાપેટી ઉઘાડી એટલામાં આ અર્ધ ઉઘડેલા કાગળે મારી દૃષ્ટિ ખેંચી. અક્ષરો નવીન લાગ્યા સ્ત્રીના; હોય એમ જણાયા નજર કરતાં નામ દીઠું તેથી કૌતુકનો માર્યાં ઉઘાડી વાંચ્યો. શું તમે મારી જ- ગ્યાએ હો અને મારાપર કોઇનો લખેલો કાગળ

---

૧ સ્થીર મુકી અસ્થિર ગૃહણુ કરનાં અસ્થિર તો નાશ પામે એટ લુંજ નહી પણ જતું રહે. "અરે પણ આતે બધો તર્કજ કે કાંઇ સાબિતી

પડયો હોય અને તમને શક આવે તો ના વાંચો? તેમ કરવા તમે મુખ્‌ત્યાર છો, અમે તો અબળા જાતી પરાધીન રહેવા સરજેલાં. બાળપણે માબાપ યૌવનમાં પતિ, અને વૃદ્ધપણે છોકરાં, હમેશ સ્ત્રીની સંભાળ રાખે છે તો પછી અમે ક્યારે સ્વતંત્ર છીએ? પછી અમારૂં દુઃખ કોની પાસે રડીએ? હૃદયનો ભાર કોની પાસે હલકો કરીએ? અમારો આધાર, અમારૂ જીવન, અને અમારૂં સર્વસ્વ, એ માત્ર પતિજ છે તો તેને પતિત થતો જોઇ અમને બળતરા ન થાય? લોભી પોતાનો ખજાનોજ તો જોઇ, જોઈ રહેશે? નહીજ. ત્યારે હવે આમાં મારો અપરાધ શો હતો? જો ખોટું હોય તો ચોરનો ન્યાય તે મારો ન્યાય, આપનું વચન યાદ કરો, તમે મુરબ્બી છો, મુખ્યાત્યાર છો, રાજ્યના કારભારી છો, તો હવે નિષ્પક્ષપાતે ઇનસાફ આપો. મેં જે કહેવાનું તે કહી દીધું, હવે આપને કરવું હોય તે કરો તમારે આધીન છું. હજી સુધી એક પણ બોલ ઉથાપ્યો નથી, આશરીર તમારૂં છે તો પછી શાને ડરવું ? બોલો નાથ.”

આ બધીવાર દુર્જનલાલ બેઠો બેઠો સાંભળ તો હતો, મનમાં વિચાર કરતો હતો. સ્ત્રીના બોલવામાં ભયંકર સત્ય જણાયું પોતાનો વાંક ખુલો દેખાયો, પત્ર રાખવોજ નહોતો. હશે જે બની તે બની, પણ હવે વાત બહાર ન જાય તો સારૂ, હજી આ તો વિવાદમાં વિઘ્ન જેવું થવા લાગ્યું, માટે તુર્ત તો સ્ત્રીને પટાવી ફોસલાવી રાજી રાખવી એવો નિશ્ચય કરી હળવે રહી, જવાબ આપ્યો.

“વહાલી તું કહે તે ખરૂં હું ભુલ્યો. તું જીતી અસબળા થઇ, મારી ખોડ શોધી કાઢી. પણ હવે એ તારા મનમાંથી કાઢી નાંખ, મારા તરફ મીઠી નજરથી જો. તારે ભર્તા વગર કોઇ નથી તો મારે તારા વગર કોણ બીજું છે ? આવેશમાં કાગળ લખાઇ ગયો પણ પાછળથી પસ્તાયો. હશે, જે બન્યું તે નબન્યું થવાનું છે ? ગઇ ગુજરી વિસારી **गतंनशोच्यं ॥** એ વાક્ય પ્રમાણે જે થઇ ગયું તેનો શોક શું કરવા કરવો ? શોક કરવાથી શું સુધરવાનું હતું ? નહીંજ. ત્યારે હવે ચાલ આટલેથીજ નવી જીંદગી શરૂ કરીએ. તે મને મ્હાત કર્યો, મને ભુલતાને સીધો રસ્તો બતાવ્યો, ઠેરાણે આણ્યો, હવે હું તારો ઉપકારી થયો. ઉભો થઇ દહાડી ધન આપતાં ‘ચાલ હવે રોશ કાઢી નાંખ, બોલ તારૂં ભાપણ સાંભળવા મેઘવારી ઇચ્છતા ચાતકની પેઠે એક પગે થઇ રહ્યો છું.

“વહાલા” બાથમાંથી હળવે રહી છુટી થતાં ઘડી ભર તૂમ થતી અબળા બોલી “વહાલા આ શબ્દો પ્રમાણે જો ચાલો તો પછી

શું બાકી રહે? મારા જેવી સુખી સ્ત્રી આ ભુવનમાં નહી હશે એમ હું માનીશ: પણ કહેવા કરતાં આચરવું મુસ્કેલ છે. બોધ તો બધાયને કરતાં આવડે પણ બોધ પ્રમાણે ચાલે તો ખરૂં નહી તો ધુળપર લીપણ. કહીએ ત્યારે હાજી અને પાછળથી શેઠની શીખામણ ઝાંપા સુધી એમાં શું સીદ્ધી? તેના કરતાં સત્ય બોલવું તેજ સારૂં છે, જે બોલવું તે પાળવું આ માણસની રીત છે.

ખરે તારી બોલવાની છટા આગળ, બકે કે વિલ્યમ પિટ મ્હાત થઇ કજાય શું એ પછી એક ગણી ગણીને શબ્દો મુકે છે. જાજા પ્યારી તારાથી અંતરાય રાખી મારા સુખના મીઠા પ્યાલામાં? ઝેર બોળવીશ એવો તે કયો નર હોય કે જે સંસારનું સુખ લેવા અને પોતાની સ્ત્રીને રાજી રાખવા ઇચ્છતો ન હોય? તને જે જોઇએ તે હું પુરૂં નથી પાડતો? તું પાણી માગે તો દુધ હાજર કરૂં છું, ને તારી વૃતિ પ્રમાણે અનુસરૂં છું. આજથી બધાંય કાટલાં કુવામાં નાંખ્યાં અને તારી સલાહ પ્રમાણે વર્તવા તૈયાર થયો છું. તું ગુરૂ અને હું શીષ્ય કેમ હવે ગમ્યું? કે જુના કાવ્યમાં કહ્યું છે તેમ મસ્તિક નમાવિ પ્રણામ કરવા પડશે અને મનાવવાં પડશે?"

"મારા મનમાં રીસજ ક્યાં છે.? ક્રોધ આપનેજ ચઢયો હતો. હું તો માત્ર જોયું તેવું કહેતી હતી તેમાં તમે આ બધું વધારી દીધું. પણ તમે મારા કહ્યા પ્રમાણે ચાલવા તૈયાર થયા છો, તો કહો વારૂ કુમુદાને વિશે હજી કાંઈ લાગણી તમારા અંતઃકરણમાં છે કે નહી."

"અરે એનો નામજ જવાદે. ઘડી ભર. મતી ફરી હતી તેથી એવું કંઇ થઇ ગયું. હવે એવું કદી નહી બને, તારા સમ. ચાલ, હવે થઇ ખુશી?"

પ્રેમનો આવેશ આવતાં પોતાના પતિને સ્નેહાલીંઘન આપતાં મનમાં ગાયું.

"સ્ત્રિને ભર્તા, ધર્મ દારા ધણિને;
એવું નિત્યે જાણજો બાળ બન્ને."
( માલતિ માધવ. )

"અહા! વળી નંદન કુમાર જેવા પતિપર પણ લલીતાનો નિર્મળ પ્રેમ હતો ત્યારે આવા પતિપર હું કામ રોષ રાખું? એ મારા, અને હું એની." દુર્જનલાલે સ્નેહથી તાણતાં "નાથ લ્યો, આ બીડી."

"લાવો આજની પાન બીડી ખરા સ્નેહની છે નહી વારૂ?"

ના, ના, તમારા મોંમાં મને મુકવાદો" સ્મીત કરતી, રોશ તજતી સ્ત્રી બોલી. બીડી પતિના મુખમાં મુકી અત્યંત સ્નેહાર્દ્ર થઇ ડોકી સહેજ ઉંચી કરી, "નાથ કાલે સવારમાં મારી બેનને મળવા જાઉં. ?"

"તારી મરજી હોય તો જજે, મારી કયાં ના છે ? મને કયે દહાડે તારો અવિશ્વાસ છે ?"

"વારૂં ત્યારે હું નીચે જઇ, જમી, કામની વ્યવસ્થા કરાવી, આવું છું. માફ કરશો એકલા છોડી જઉછું પણ વાર નહી લગાડું."

તરત અબળા નીચે ગઇ, ઘડીક શાંતિ પ્રસરી રહી પણ તર્તજ દુર્જનલાલ બોલવા મંડયો. "ચાલ જીવ આની પણ પીડા પતાવી. ઠીક સમજાવી કાઢી. આજ કાલના લોક સ્ત્રીને મારવામાંજ સારાંશ સમજે છે; ઓસારંચ સાટિકા માર ચૌદમું રત્ન એમજ કર્યા કરે છે, ડગલે ડગલે ભૂલ કાઢે છે, વઢે છે, તેથી તેમના ઘરમાં હમેશ ક્લેશ વ્યાપી રહેલો જણાય છે, પણ તેઓ જાણતા નથી કે સ્ત્રીને વશ કરવાનો એક સહેલામાં સહેલો ઉપાય છે, અને આ શીખવવા સારૂ તેમણે મને માસ્તર તરીકે રાખવો જોઇએ." ( ખડખડ હસીને ). "ખરેજ બધાય મૂર્ખા અત્યારે જે બન્યું તે બીજા કોઇને ઘેર થયું હોત તો ધડાધડ ઉડત; પણ આ અષાડની વાદળીનું તોફાન એક સહેજ વારમાં શાન્ત થઇ ગયું, તોફાની સમુદ્રપર કેવું તેલ રેડાઇ ગયું ? ભોળી બીચારી સ્ત્રીઓને તો હમેશ મીઠાં વચનથી અને કૃત્રિમ પ્રેમથી ઠગવી. તેમને જોઇએ તે આપ્યું, એટલે પીડા પતી, પછી ચહાય તેમ વર્તો. દરેક જણાએ જાણવું જોઇએ કે માર ઇત્યાદીથી સ્ત્રી નઠોર થઇ, વખતે સામી થતાં શીખે છે, ત્યારે ભયંકર પરિણામ નીપજે તેના કરતાં આ ટાઢે પાણીએ ખસ કાઢવી એ કેવું સરસ ? બસ સર્વોત્તમ. પણ હવે કુમુદાનું શું કરવું. ? તેને લઇ આવ્યા હશે એ તો નિશંશયજ. મેં કહ્યું નથી એટલે સવારે ખબર કરવા માધુ આવશે. મારે એને મળવા દશેક વાગે જવું કારણ કે વહેલાં જવામાં સાર નથી. માણસને ઉપરા ઉપરી દુખ દેવાથી તે જીવપર આવી જાય છે અને મરણીઓ શત્રુ સૌને ભારે થઇ પડે છે, માટે એને જરા શાન્ત થવા દેવી, એની સ્થિતીનું એને ભાન થવા દેવું, અને પછી તેની પાસે જવું. પણ કદાપી ન માને તો ? તો બળાત્કાર, મરદ આગળ સ્ત્રીનું શું ઉપજવાનું છે ? પણ કદાપી આત્મહત્યા કરશે તો ? તો શું ? દટાવી દઇશું અને માધુ રામાને પૈસા આપી સમઝાવીશું. ઓહો એમાં તે શું ભારે કામ છે ? એ તો બધાયને હું પ-

હોંચીશ. વસ્તુ આવી છે તો હરેક યુક્તિએ કામે લાગશે. હું એમજ કહું તો શું? કે "મારી સ્ત્રી મરી ગઈ" અને એને લગ્ન કરવા વિનવું, મીઠા શબ્દોથી કામ લઉં. એક દહાડો વાર લાગે તો ફીકર નહી, હવે એ ક્યાં જવાની છે? આપણા કબજામાંજ છે, ને વહેલી મોડી આપણીજ છે. ત્યારે પછી ઉતાવળ શું કામ કરીએ? સાચાં મોતિ પણ એકદમ વેહ પાડતાં તુટી જાય, માટે એ તો "ઉતાવળા સો બાવરા ધીરા સો ગંભીર." પણ ચાલ હવે હું જરા કાગળીયાં તપાસું. પછી એ આવશે એટલે સુઇ જઇએ.

---

## પ્રકરણ ૮ મું.

વ્યાકુળતા ચિતમહીં જ્યારી જણાયે,
સુઝે નહી કંઈ વળી, નવ કામ થાયે;
એનામહીં સરવ ધ્યાન ગએલ મારૂં,
એના વિના સરવ આ મુજને અકારૂં—૧

(અજ્ઞાત).

સવારના ચાર વાગ્યા હતા, શહેરમાં જરા તરા અવરજ વર થવા લાગ્યો હતો, વાયુ મંદ મંદ થંડો વાતો હતો, પુંશ્ચલીઓ અને કામીઓ થાકી નિદ્રાવશ થયા હતા ત્યારે ઉદ્યમી લોકો ઉઠવાની તૈયારી કરતા હતા, છેટેથી કોઈ કોઇ ઘરમાંથી પ્રભાતીઆંના સ્વરો સંભળાતા હતા, તો ઘડીમાં બાળકના રડવાના નાદ કાને પડતા હતા. વાયુ મંદમંદ થંડો વાતો હતો, તારાનો ચળકાટ કમી થવા માંડયો હતો, ઘુવડો, ચીબડી, ઈત્યાદી જનાવરો પોતાને સ્થાને જવા ત્વરા કરતાં હતાં, શીયાળવાં આદીના ભયંકર નાદો બંધ પડવા આવ્યા હતા. કુકડાના અવાજ થોડે થોડે અંતરે સંભળાતા હતા. આવા બધી સૃષ્ટિને નવું જીવન આપનાર પ્રભાતને સમયે પોતાના ઓરડામાં કુસુમચંદ્ર અર્ધ સ્વપ્નમય અવસ્થામાંથી જાગી ઘડીઆળ સામુ જોઇ, ખાટલામાંથી એકદમ ઉઠી, મોં ધોઇ, આંટા મારવા લાગ્યો. સવારનું સૌંદર્ય જોઇ તેને કોણ જાણે ક્યાંથી પણ એકદમ માઘકાવ્યનો સવારના વર્ણનનો શ્લોક સાંભરિ આવ્યો.—

¹कुमुदवनमपश्रि श्रीमदम्भोजपण्ड
त्यजति मुदमुलूकः प्रीतिमांश्चक्रवाकः
उदयमहिमरश्मिर्याति शीतांशुरस्तं
हतविधिलसितानां ही विचित्रो विपाकः

" ખરેજ વિધિની રમતનું પરીણામ ક્યાંથી સારૂ હોય. ? આટલા બધા માણસને દુખ દેછે, કોઇને કોઇ રીતે, ને કોઇને કોઇ રીતે, ખાના ત્યાં પાના નહી ને પાના ત્યાં ખાના નહી, આવી તારી વેહેચણીની ચમત્કૃતિ ! ધર્મીને ઘેર ધાડ ને કસાઇને ત્યાં કુશળ. ખરે ! કેવું અગનપગ જેવું ? શું પૃથ્વીપરનો પામર જીવ આવું કરવા બેઠો હોય તો આપણે સાંખી રહીએ ? નહી, કદાપી, નહી. પણ ત્યારે મનુષ્ય જેને જુલમ ગણે તેને ઓ વિધિ તું ન્યાય કેમ ગણે છે ? ફેરવી નાંખ તારી રચનાને, અથવા તો સર્વથા ઉલટી રચના રચવામાં કુશળ કપટી વિધી, તારી પરિક્ષામાં હું ભૂલ ખાઉં છું. તારી પોતાનીજ પેદાશપર તેં કુદૃષ્ટિ કરી. જે રીપુઓ મનુષ્ય માટે ઉત્પન્ન કર્યાં તે તને ક્યાં છોડે છે ? ત્યારે તારી પાસે મનુષ્યો શા માટે નામનેજ પોકાર કરતાં હશે ? જેનામાં દયા, સત્ય, નિષ્કામપણું, શીલ, ઇત્યાદી ગુણ નથી એવા હે વિધાતા તારામાં તે દયા ક્યાંથી હોય ? અરે ભૂલ્યો, તારી બુદ્ધીજ ક્યાંથી સારાસારની પરીક્ષા કરી શકે ? તો પછે આવી બુદ્ધીવાળા હે બ્રહ્મા તું બીજાને શેનો સુખ આપે ? એક અંગર આખી જારને કાળી કરે, તેમ તારામાં અવગુણ તો પછી સદગુણી ને તું ક્યાંથીજ સાંખી શકે ? તેમને પણ તારે રસ્તે દોરવવાની પ્રેરણા કર્યો જાય છે, હજારો અડચણો નાંખી; વિવિધ મોહજાળમાં ફસાવી નીચે પાડવા તારાં યંત્રો સદૈવ ચાલુજ છે. અફીણી બધાયને અફીણ ખાતાંજ શીખવે, ત્યારે પછી તું એમ ન કરે તો કેમ પરવડે? પણ શું આ વિચાર દોષવાન છે?શું ત્યારે—

²अथवाभवितव्यानां द्वाराणि भवन्ति सर्वत्र.

---

૧ કુમુદિની શોભા રહીત, કમળ પ્રફુલ્લીત, ઘુવડ મંદ, નિરૂત્સાહિ, ચક્રવાક પ્રસન્ન, પૃથ્વિપર સુર્યનો ઉદય, ચંદ્રનો અસ્ત, આ કંગાળ વિધિની રમતનાં વિચિત્ર પરિણામ છે.

૨. અથવા ફુતકર્મોનાં ફળતે સર્વ સ્થળમાં મળશે:—

શું આ ખરૂં હશે કૃત કર્મનાં ફળ દરેક સ્થળે મળશે? જો એમ છે તો વિધિ દોષવાન શેનો? ખુનીને જજ ફાંશીની સજા ફરમાવે તેથી શું જજ દોષિત ઠરે? જરા પણ નહી. વ્યભિચારી, ચોર, હરામી, ઇત્યાદીને દંડ દેવો એ કાંઇ ખોટું છે? જેમ ગુલાબ કાંટા યુક્ત છતાં પણ તેની સુગંધી લેશ માત્ર કમી નથી થતી અને સૌ લેવા ચહાય છે તેમ સનાતનત સુંદિર, સદગુણ, લોભ, મોહ, કામ, ક્રોધ ઇત્યાદી કાંટાથી વિંટેલો હોવા છતાં, મનુષ્ય તેને લેવા જાય છે. પણ ત્યારે કુમુદા, ગરીબ નિર્દોષ કુમુદાએ શો અપરાધ કર્યો હશે વારૂ? અથવા એમ નહિ તો મને મેળવવાનેજ આ સંચિત હોય તો? દુખ ન હોય તો સુખની કીમંત જણાતી નથી, તેમ તેને પણ આટલા દુખ પછી જે સુખ મળશે તે અતિ મિષ્ટ લાગશે. પડતિ ચઢતિ તો દરેકની ચાલી જાય છે. મહાન રામચંદ્રજીને પણ સીતા સાથે વન સેવવું પડયું હતું; પણ તે કારણથી રાક્ષસો મરાયા અને દેવ સુખી થયા. માટે જે ઇશ્વર કરે તે સૌ સારા સારૂજ! પણ કુમુદા, કુમુદા, અરે! એ શું મને એક દંગ થાય છે? આજ આખી રાત્રી એનીજ છબી દીઠી છે જાણે તે દહાડ હું બાવણ આપતો હતો અને એ.

³मुखंतस्यास्मितस्मेरंकिंचिदञ्चलसंवृतम्

मदालोकनलोलाक्षंस्मृत्वामन्येसुधांमुधा॥

અરે એજ છબી નજરે આવે છે, પણ મૃગાક્ષી તું કયાં ગઇ તને કોણ લઇ ગયું? એ દુષ્ટ જો મારી નજરે પડે તો ટુકડે ટુકડા કરી નાંખુ રજ પણ ડરૂ નહિ, મારી નયનાનંદ કારિણી તને એકવાર ક્યારે જોઉં? શું પ્રેમ મન અગમ્ય દુર્ગનો કબજો લઈ શકતો હશે? આહા.—

"Love is a smoke made with the fume of sighs,
being purged, a fire sparking in lover's eyes;
being vexed, a sea mourishing with loving tears
What is it else, a madness most discreet,
a choking gall & a preserving sweet.

---

૩. હાસ્યથી રમણિય ને મધુર, કિંચિત લજ્જાથી ઢંકાયલું મુખ, ને મને ન્યાળવામાં તરલ નયન, એ સંભારતાં અમૃતને મીથ્યા ગણું છું.

મહાન્ શેકસ્પીયર, તારા વાક્યમાં સત્યતા છે, પ્રેમનો રસ્તો એવોજ છે એમ લાગે છે. આ એક દિવસમાંજ જોને મારી સ્થીતી કેવી બદલાઈ ગઈ છે ? મારૂં હૃદય, જે એક નાના છોકરાના જેવું હલકું હતું, તે અત્યારે સીસા જેવું ભારે લાગે છે, મસ્તિક બધુ ભુલી જઈ એની એમ ની એમ છબીની કલ્પના કર્યા કરે છે. વાત તો થઈ નથી તેટલામાં આવું? અરે મેં તો નજરે પણ કુમુદાને જોઇ હતી પણ વગર જોયે વખાણુથીજ નળને દમયંતી તરફ પ્રેમ ઉપજ્યો હતો; માટે પ્રેમની ગતી વિચિત્ર છે અકસ્માત કોણ જાણે જરા પણ જણાવ્યા વગર પ્રેમનો અંકુર ફુટે છે. દુષ્ય તને શકુંતલા જોઇને પ્રેમ ઉત્પન્ન નહોતો થયો શું ? કાંઈ ઘાટ ઘડવો જોઇએ. મારે જાણવું જોઇએ કે તે મને ચહાય છે કે નહી ? ચહાય વા ન ચહાય એને માટે આ શીશ છો જતું પણ મરણ સુધી હું પાછો હઠનાર નથી."

"ખરૂં છે કે હલકા માણુસો આફતની બીકને લીધે કાર્યનો આરંભજ કરતા નથી, મધ્યમ પંક્તિના માણુસો વિઘ્ન આવંતાં આરંભેલું પડતું મુકે છે અને ઉત્તમ પુરૂશો તો ગમે એટલાં વિઘ્નો આવે પણ આરંભેલું પુરૂં કર્યાવિના શાન્ત થતાંજ નથી." "ત્યારે શું મારે બીકને લીધે ન આરંભી નીચમાં ગણાવું? અધવચ મુકી મધ્યમ પદ સ્વિકારવું? એતો બનેજ નહી. ત્યારે કાર્ય પાર પાડવું અને ઉત્તમ માણુસમાં ગણાવું, મહત્વાકાંક્ષી કોણ નથી,? મહત્વાકાંક્ષી કોણ નથી,? મહત્વા કાંક્ષા વગર કશું પણ કાર્ય થાય છે? સીઝર, અલેકઝાન્ડર, નેપોલીઅન, શેક્સ્પીયર, અર્જુન, કર્ણ,રાવણુ ઇત્યાદી, જો મહાત્વ કાંક્ષિ નરો નહોત, અને શાન્ત થઇ જે મળ્યું તેથી સંતોષ માની બેસી રહ્યા હોત, તો એમનાં નામ આપણે સંભારત પણ ખરા કે? નહીજ ત્યારે હું મોટી ઇચ્છા રાખું તેમાં શું? બે તરફનો ફાયદો છે, નામના પણ થશે અને ઇષ્ટ વસ્તુ પણ મળશે, સોનું ને સુગંધ બેય. જ્યારે આવું કામ છે ત્યારે કોણે પાછો હઠે? શું આ નથી કે—The Path of Glory leads but to the, Grave."

કીર્તિ તારો રસ્તો એવોજ છે? તેથી શું થઇ ગયું, જેમ અર્જુનને શ્રીકૃષ્ણે કહ્યું હતું કે "હે! અર્જુન જીતીશતો નિષ્કંટક પૃથ્વીનું રાજ મળશે અને મરીશતો મોક્ષ મળશે." ત્યારે મને પણ બે વાનાં મળવાનાં છે હું પણ ફત્તેહ પામીશતો કુમુદા મળશે જેની બરાબરી આખી પૃથ્વીનું રાજ્ય પણ ન કરી શકે અને નિષ્ફળ થઇશતો પણ કિર્તીતો વધશેજ.

ચોડે ચઢે તે પડે. ઘરમાં બેશી રહેનારને ક્યારે સૂર્યનાં કીરણો નડે છે? માણુસે દુનીયાની અંદર પ્રત્યેક જાતનો અનુભવ મેળવવો જોઇએ, તો આ પણ એક જાતનો અનુભવ નથી શું? ના કયમ કહેવાય! ત્યારે હવે શું શોધમાં જવું હા? એતો નહીંજ, ત્યારે ચાલ ઝટ દાતણ પાણી સ્નાન સંધ્યા કરી. પરવારૈ. ભાસ્કર, કૃષ્ણલાલ, સવાર થશે કે આવશે પછી વિચાર."

## પ્રકરણ ૯ મું.

જે ચક્ર ચાક દિવસે વાહુ સંગ રાખે,
તે સાથ રંગ રમતાં રવિ તાપ સાંખે.
રાત્રે વિયોગ થકી ચંદ્ર પ્રકાશ ખુંચે,
જો હોય દુખ દિલમાં કશુંએ ન રૂચે.

પ્રેમાનંદ—ન. દ.

નિર્દોષ કુમુદા, નિરાધાર કુમુદા, આહા! શું એની ઉંઘમાં પણ પણ મનોહર કાન્તી? પણ આ વારે ઘડીએ પાસું કયમ ફેરવે છે? એને સ્વપ્નાં આવતાં હશે? શું હશે? ઇશ્વર જાણે પણ આશું બકે છે?

"છોડી જાશો હાર હૈયા તણાના,"
વળી બંધ રહ્યું થોડી વારમાં પાછું,—
"કાન્તા મુખથી બોલીને વિનવેઆ."

કેવું વિચિત્ર? પણ આશું? આ કુમુદા કયમ એકાએકી ખાટલેથી પડી ગઇ? શું કહે છે? આ—જાગૃત થતી કુમુદા પોતે ખાટલાપરથી પડી જતાં એકદમ ઉઠી અને જુવે તો દીવો બળતો હતો, અને ચારેપાસ અંધારી ભિતો હતી; બારણા તરફ દૃષ્ટિ કરતાં બંધ. એકદમ જાણે છળી હોય, કંઇ ભયાનક દેખાવ જોયો હોય એમ ગભરાયલી આ બાળા આંખે હાથ દઇ ઝટ ખાટલામાં બેશી ગઇ. થોડી વારે ભાન આવતાં "ખરેજ મેં જોયું તે સ્વપ્નુંજ હતું હું ક્યાંછું તે હવે યાદ આવ્યું મારા કુસુમ, અત્યાર સુધી તો તારી જોડે તારી કુમુદા મોજ મારતિ કેદખાનાની બીક પણ રાખતી નહોતી; અરે જાણતી પણ નહોતી કે તે આવી જગ્યામાં છે, તે તો એમ સમજી હતી કે તારા ઓરડામાં તારી પાસે છે અને હાસ્ય વિનોદ કરે છે. પણ આ તો વાંઝણી સ્વપ્ને પુત્ર પામે તેવો ખેલ થયો. આ, દૃષ્ટિ કરૂંછું તો થંડી ભૂતના જેવી પ્રચંડ

દીવાલો માત્ર નજરે પડે છે. હવે શું કરવું! મારા કુસુમ! વહાલાં કુસુમ, હવે તને કયાં મળીશ. પણ હવે હું અહીંથી ખબર પહોંચાડું? હા આ વૃદ્ધા લઇ તો જશે. મારી પાસે સાચાં મોતિની વાળી, હાથમાં જડાવ બંગડી, કડુ અને ગળચવો એ બધું મળીને લગભગ ત્રણેક હજાર રુપિયાની કીમતના દાગીના હશે. ત્યારે પૈસાની ખાતર આટલું કામ એ નહીં કરે? કરશેજ. પૈશાને કઇ ચીજ અશકય છે? માત્ર એક બે ચીજોજ નથી મળી શકતી, પ્રેમ અને જીવ. એ પૈશાથીપર છે. હોયજ પૈશા એ અપવિત્ર ચીજ છે. જુવોને એને લીધે શાં શાં કુકર્મો થાય છે? ચોરી, ખુન, અસત્યતા, દગલબાજી, વિશ્વાસઘાત, ઈત્યાદિ અધમ ભયંકર ગુનાઓનું મુળ જોશો તો પૈશા નીકળશે. બાપને દીકરો મારી નાખે, ધણીને સ્ત્રી તજીદે, મીત્ર મીત્રની જોડે કપટ રમે. એ બધુ શાને માટે? એક માત્ર પૈશાને સારૂ અને છેવટે તો તે ભેગા આવતા નથી.” “મુરખો રળી રળી કમાણોર માથે મુકશે મોટા પાણા” એ વાકય કાંઇ ખોટું નથી. ખરે પૈશા અને કામિની એ વડે સંસાર આખો વિંટાયલો છે, એનાથી વિરક્ત હોય એ તો સાક્ષાત પરમેશ્વર જેવોજ જાણવો પણ બનવું મુશ્કેલ તો, એ જનો વિરલા, પણ પૈસાને આટલે દરજ્જે પહોંચાડયો કોણે? મનુષ્યે. ઈશ્વરે તો માત્ર જનના સાધારણ સુખને સારૂ અને બધાને નિયમીતપણે ઉપભાગ લેવા સારૂ પૈશા રૂપિ નદી વહેવરાવી. પણ મનુષ્યો ગેરઉપયોગ કરે તેમાં રૂપનો શો દોષ? પણ હવે બળશે બધુય જવાદો. લાવ ત્યારે કાગળ લખું. કુસુમ મને કદાપી ન ચહાતા હોય તો? કંઇ અડચણ નહી પણ એ કુલીન છે એટલે મનમાં રાખશે. મારી પાસે કાગળ સાહી બધુ તૈયાર છે” ટેબલ આગળ આવી દીવાને જરા સંકોરી ખુરસીપર બેશી લખવા કાગળ કાઢી કલમ કાઢી શું લખું તેનો વિચાર કરવા લાગી “હવે સંબોધન લગાડવાને શી અડચણ છે. મને સ્વીકાર કર્યો છે તો લખતાં શું બાધ આવવાનો છે.? કાંઇ નહી” જયદઇશ્વર કરી શરુ કર્યું લખી રહી કાગળ એક નાના પરબીડીઆમાં બીડી શીરનામુ કરી પોતાના પોલકાના ખીસ્સામાં મુકયો. “ચાલ હવે કામ તો થઇ ગયું પણ રાત કેટલી બાકી છે.” જાળીયામાંથી ઉંચે જોતાં, “સવાર થવા આવ્યું હોય એમ લાગે છે, લાવને ત્યારે હવે સજજ થઇનેજ બેસું. મારૂ મન સંતુષ્ટ થાય છે તેથી એમ લાગે છે કે, ઇશ્વર સહાય કરશેજ, ચલ એની પ્રાર્થના તો કરૂ” એ હાથ ઉંચા કરી ઘુંટણીએ પડી મસ્તક ઓળી ઉંચી રાખી આંખ બંધ

કરી. ગીતાના શ્લોક બરબડવા લાગી. આ વખતે તેનો દેખાવ અલોપ થએલા કૃષ્ણને બોલાવતી પ્રાર્થના કરતી રાધાના જેવો લાગતો હતો. ભલે તેવા પથ્થર હૃદયના માણસનું પણ અંતઃકરણ પીગળે તો ઇશ્વર જે હમેશ મનુષ્યપર દયા કરવા તૈયાર છે, જે ભક્તવત્સળ છે, જે નોધારનો આધાર છે, જે સર્વ ગુણોથી વ્યાપ્ત છે તે ઇશ્વર, આવી પ્રાર્થના, નીર્વિકારી, ભાવ યુક્ત, આર્જવ ભરી પ્રાર્થના નહી ગણકારે ? ના એમ બનેજ કેમ ? એ પ્રાર્થના અફળ નહી જવા દે. પડતાને તારવા તૈયારજ છે. તો હે વાંચનારા તને જો દુખ હોય તો આની પેઠે ભક્તી કરી. તને, તારા અંતઃકરણને પવિત્રકર, શુદ્ધ માર્ગે દોર અને ઇશ્વર જો તને કેવો સરસ બદલો અપાવે છે, પ્રાર્થના પુરી થતાં કુમુદાએ ઉઠી મો ધોઈ વસ્ત્રને બરાબર પહેરી લીધું અને ખાટલામા બેસી ઉંડા વિચારમાં એવી ગરક થઈ ગઇ, કે જાણે આશપાસનું ભાનજ ન હોય,

થોડી વારમાં તરત બારણું ધકેલાયું. વિચારમાંથી ઝબકી જાગી. કુમુદાએ બારણાની સાંકળ ઉઘાડી કે પેલી વૃદ્ધા અંદર આવી તેના હાથમાં એક મોટો પાણીનો લોટો અને તેમાં એક બાવળનું દાતણ મુકેલું હતું તેણે લોટો ટેબલપર મુકી કહ્યું લ્યો ' આ કુંચી અને પેલી બાજુ સંડાસ છે તે કળ ઉઘાડી દીશા પાણી કરી દાતણ કરો એટલામાં હું ચા લઇને આવું છું બીજુ કશું કામ છે ? "

કુમુદાને અત્યારે કહેવું દુરસ્ત ન લાગ્યું જેથી પોતે એકલી રહેવાનો ઇરાદો ધારી તેણે જવાબ આપ્યો કે " હમણાં કશુ કામ નથી, પણ હું નાહ્યા વગર ચાહ પિતી નથી. નાવાનુ પાણી પહેલું લાવજો. "

" વારૂ બીજુ કાંઇ "

' કાંઇ નહી. '

' ઠીક ત્યારે જોઉછું. " તરતજ બારણું બંધ થયુ અને કુમુદાએ અંદરથી સાંકળ ચઢાવી. ચાલ ત્યારે હવે એ તો એસ્તો સમયને આધીન થવું જોઇએ સુખ દુખ ખમી લેવું જોઇએ. આ પણ એક કડવો તો કડવો પણ અનુભવ છે અને આખી જીંદગી યાદ રહેશે દુખમાં ધૈર્ય રાખવું વિપદથી આપણે ગભરાવું નહી પણ ધૈર્યતાથી અને અડગપણાથી તેને સાંમી ગભરાવવી. કહ્યું છે કે—

१ संपत्सु महतां चित्तं भवत्युत्पलकोमलं
आपत्सु च महाशैलशिलासंघातकर्कशम् ॥

---

૧ સંપાતમાં મોટાના ચીત્ત કમળ સમાન કોમળ હોય છે છતાં વિપદ પડતાં વેંતજ પથ્થર સરખાં કઠણ થાય છે.

માટે સ્થીર ચીત્ત રાખવું God's will must be done" " ત્યારે હવે મારે હું દુખમાં છું આપદથી ઘેરાએલી છું, એ શોચ કરી શું કામ નાહક હૃદયને કનડવું ? શું તે કાંઈ મીઠા થવનુ છે ? દુખમાં નથી ધારીશ તોય પણ અહીંજ છું અને દુખમાંછુ એમ ગણીશ તોય છુટા થવાનુ નથી ત્યારે—

'ઘણું દુખ કાળે ઘણુ ધૈર્ય ધારો "

" તે વગર છુટકો નથી માટે ચાલ દિશાએ જઈ આવી દાતણ પાણી કરી લઉ અને એ ડાકેણ આવે તેટલામાં પરવારી રહુ. માટે—

[२] कस्यैकान्तोदुस्वमुपगतोसुखमेकान्ततोवा
निचैर्गच्छुपरिचदशाचक्रनेमीक्रमेण ॥

ભાગ્ય અસ્થીર છે તેના પર ખ્યાલ ન કરવો." વિચારો તજી દઈ તરત દાતણ કરવા બેઠી.

---

## પ્રકરણ ૧૦ મું.

### "દોષો બધા દામ ખરીદી લે છે"

એના એજ ઓરડામાં અત્યારે માધુ અને રામો બેઠા હતા. ચા દાનીમાંથી વરાળ આગળની માફક નીકળતી હતી, ઓરડાનો દેખાવ પણ લગભગ તેવોજ હતો. તરત માધુ બોલી ઉઠયો.

"રામા ચા તો તઈયાર થઈ હશે ત્યારે લાવ પી લઈને આપણે કામદારના ઘરના ભણી જઈએ.

"હાસ્યો" રામો ચાના પ્યાલા સાફ કરતો કરતો બોલ્યો " પણ કારભારી પાસેથી લેવું છે કેટલું ? તુ જાણે છે કે આપણે બહુજ જોખમનું કામ કર્યું છે. મેં સાંભળ્યું છે કે જેને આપણે પકડી લાવ્યા છીએ તેનો જ્યારે બાપ ફર્સ્ટકલાસ માજીસ્ટ્રેટ હતો આપણે એક વખત તેની કોર્ટમાં એની આગળ આવી ગયા છીએ, માટે જાણુવામાં આવશે તો તારા ને મારા બેયના બાર વાગ્યા સમજવા.

"અરે બારે નથી વાગતા ને તેરે નથી વાગતા અમથો હોલા ભડકણુની પેઠે આમ બીહે કયમ છે ? આપણને કોઈએ દીઠા છે ? નહી

---

૨ કેટલાક સંપુર્ણ સુખી ને કેટલાક દુખી હોય છે, તળેથી ઉપરને ઉપરથી તળે આવી ઘટમાળ છે,

ત્યારે આપણે શી દરકાર છે.? અને વળી કારભારીપર આટમો વધારે ઉપકાર ને તે વધારે કબજામાં આવ્યો."

"પણ ત્યારે આમાંથી મળવાનું શું?"

"બે હજારથી તો ઓછા નહીજ. કારણ હજાર તને અને હજાર મને એ કંઈ વધારે કહેવાય? વળી પ્રસંગોપાત કઢાવીશું એ જુદું."

"બાજી તો અચ્છી રચાઇ છે, ચાનો પ્યાલો આપતાં રામો બોલ્યો."

"અરે એ તો બધુય પાર પડશે નકામી ચીન્તા શું કરવા કરે છે? જોને અભયસીંહનું કોઈ જાણે છે.?"

"શક તો ગયો છે પણ પુરાવો નથી અને ઠાકોર આપણીમાં પક્ષ છે, દુર્જનલાલનો પણ સ્વાર્થ છે, તેથી કોઈ વાત ઉચારતું નથી બાકી જો આપણા બીંગડાં ઉખડીજ જાય તો."

"હું ધારૂંછું કે તને કોર્ટમાં દુખ દઇ મનાવે તો તું તો તુર્ત બધુય સાચે સાચુ કહી દે પણ હવે આ બધું ટાયલું મુકી દઇ ચાલો આપણે જઇને કારભારીને એમનો શીકાર આવ્યો છે તેની ખબર આપીએ."

'લે ચાલ ત્યારે મેં ચા પી લીધા લે પાનની બીડી લુંગડાં તો પહેરેલાં છે આપણે બહાર નીકળીએ કે તાળુ વાસલુ." બહાર નીકળી વાસી જાય છે.

---

## પ્રકરણ ૧૧ મું.

યુક્તી પ્રભુક્તિ મહિં કામી રમ્યા કરે છે,
જો એક થાય નવ સિદ્ધ બીજી કરે છે;
ભૂંડી રૂડિ નવ જુવે નવ કમ્પ દાખે;
જો થાય સિદ્ધ નિજ અર્થ તો એજ રાખે,

(અજ્ઞાત)

પોતાના દીવાનખાનામાં અત્યારે દુર્જનલાલ ઉંડા વિચારમાં હોય તેમ આમ તેમ ઉતાવળે ડગલે ચાલતો હતો. અત્યારે તેનો દેખાવ જાણે ઇંદ્રને જીતવાની તૈયારી કરનાર દૈત્ય જેવો હતો બાળકવધ કરનાર, મનથી ગર્વિષ્ઠ જાણે કંસજ હોય નહી એવી તેની મુખમુદ્રા અત્યારે લાગતિ હતી તેના મનમાં શા શા વિચારો ચાલતા હશે? ઇશ્વર જાણે, પણ કોઇ

મોટો લશ્કરી સરદાર કીલ્લો લેવા આગમજ દીર્ઘ દૃષ્ટિથી વિચાર કરે, તેમ આપણું અત્યારે ઘડીમાં ડોકું હલાવતો, ઘડીમાં સહેજ હસતો, નહી તો હાથનો ચાળો કરતો જાણે કે મન સાથે વાત કરતો હોય નહી, એમ ચેષ્ટા કરતો હતો એટલામાં સહેજ બારણું ખરખડ્યું. તરત ચમકી અધીરાઇના આવેશમાં બારણાની સાંકળ ઉઘાડી "માધુ" એમ બુમ મારી પણ તરતજ ખશીઆણો પડી ગયો. આતો પોતાની સ્ત્રી હતી. તરત જેમ તેમ મનને શાંત કરતાં "કેમ આવી શું જોઇએ છીએ?"

"તમે કુંચીનો ઝુમખો ક્યાં મુક્યો છે વારૂ? હુંતો શોધીને થાકી પણ પત્તોજ લાગતો નથી, મારે બહાર જવું છે તે જરા જોઈએ છીએ"

"ટેબલના ખાનામાં છે; બીજું કાંઇ?"

'ના, કાંઇ નહી' પાછી ફરતી અબળા બોલી દાદર ઉતરતાં "ઠીક, ઠીક વાહ! ભલા હજુતો તમે મને પાણીમાં મુઠીઓ ભરાવો છો. માધુ આવવાનો છે ત્યારેતો કાંઇપણ હોવું જોઇએ? આવશે કે વાત સાંભળીશ. પણ એમાં હેરતો નથી કરતી? શાનું પાપ? મારે ઓછુંજ કોઇને કહેવું છે. ગેર ઉપયોગ કરવો છે, ઉલટું મારેતો એમને રીતે રસ્તે લાવવાજ પ્રપંચ કરવો પડે છે." નીચે પગલાં સાંભળતાં "ચાલ આ જોડેના ઓરડામાં સંતાઇ જાઉં ત્યાંથી બધું સંભળાશે."

તરતજ માધુ અને રામો ઉપર ચઢી સાંકળ ઉઘડાવી દીવાનખાના-માં દાખલ થયા. દુર્જનલાલ એક ખુરશીપર બેઠો અને માધુ રામાને બેસવાની સાન કરી.

'કામ ફત્તેહ કરી આવ્યા છીએ, લાવો ઇનામ" બેસતાં બેસતાં માધુ બોલ્યો.

"નક્કી ખાત્રીથી કહો છો." મુદિત થતાં કારભારીએ પુછ્યું.

"આપને કોઇ દીવસ ઠગ્યા છે? તમારી બુદ્ધિ અને અમારૂ બળ એ એકઠાં થયાં. પૃથ્વીને આકાશ એક થાય તો આવા નજીવા કાર્યના શા ભાર.?"

મુછો આંમળતા ઉંચા નીચા થતાં પોતાના વખાણથી રાજી થતાં કારભારીએ પુછ્યું "શી રીતે એકદમ હાથમાં આવી ગઇ.?

'તમે કહ્યું હતું તેમ અમે ગયા અને બાગમાં વિદ્યા અને કમળા સાથે કુમુદ ફરતી આવી હતી ત્યાંથી ઉપકી લીધી. અને તમારા હુકમ મુજબ કીલ્લામાં કેદ કરી છે. હવે મળવા જશો એટલે બધુએ જણાશે."

"રંગ છે માધુ, રામા ખુબ કરી."

"સાહેબ અમે તો આપ જેવાની સેવા કરવાને સરજેલા છીએજ" રામો નમ્રતાથી બોલ્યો, "એમાં શું થઈ ગયું કદી મરવાનું હોય તોય બીડું નાખો તો આ તે શું?"

"તમે જે કામ કર્યું છે તેનો પૈસાથી બદલો વળે તેમ છેજ નહી જે ન આપું તે ઓછું" તરત દુર્જનલાલે કહી પેટી ઉઘાડી નોટો કાઢી આપી.

"અરે સાહેબ શી ઉતાવળ હતી? આપે તો ન્યાલ કરી દીધાને આપના જેવો, ઉદાર બીજો કોઇ નહી હોય" નોટો ખીસ્સામાં ઘાલતો માધુ બોલ્યો.

"અરે એમાં શું મેં આપ્યું છે? કંઇ નહી પણ હવે તેની મનોવૃત્તિ પ્રબળ છે? શું બળનો ઉપયોગ કરવો પડશે કે કાંઇ પેચ રમવા પડશે?"

"શું કહું સાહેબ! અમે ઉપાડી લાવ્યા છીએ, તે અમારૂં મન જાણે છે, જો અમે જરાક ગફલતમાં રહ્યા હોત, તો અંધારી રાત્રે પણ અમારા હાથમાંથી નાશી જાત, ને વળી એવી રીતે કે અમે પકડી પણ ના શકત. આટલી ફુલની કળી જેટલીમાં ક્યાંથી આટલું બધું સામર્થ? અજાયબ જેવું છે. વળી શું એની બોલવાની છટા? મારી પોતાની છાતી પણ પીગળી જાત તેથી તરત મેં તેને બોલતી બધજ કરી દીધી. બધી રીતે પહોંચેલી છે માટે જોર કરતાં રખે કાંઇ કામ બગડે. કેદખાનાથી તે બીતી હોય એમ લાગતું નથી. ભુત જેમ મસાણમાં નીરાંતે ચાલે તેમ બેધડક તે પગથીઆં ઉતરી કીલ્લાના કેદખાનામાં દાખલ થઇ, કેદખાનું તો આપ જાણો છો કે ત્રાસદાયક છે અને અભયસિંહ પણ ઉતરતાં ડરતા હતા. ઇશ્વર જાણે પણ આ સ્ત્રીતો જો હથીઆર હોય તો બીજી ભવાનીજ જોઇ લ્યો, આપણા જેવા દૈત્યનો ભોડોજ કાઢી નાખે."

"ચુપ. ચુપ, જાણતો નથી કે દીવાલને પણ કાન હોય છે. જે નથી તેનું નામ દેવાની શી અગત્ય છે? પણ ત્યારે તો શી યુક્તી કરવી મને તો તે ધીક્કારે છે, તો પછી બધાનો કર્તા હું છું એમ ધારશે તો પછીતો એ મારા સામુ પણ નહીં જુવે. ત્યારે બળાત્કાર શીવાય બીજો રસ્તો શો રહ્યો છે?"

"જો જો ભાઇ સાહેબ એમ કરતા સ્ત્રી જાતને અતિ છેડવામાં સાર નથી, ભલે અબળા છે પણ વખતે સબળા બની જાય છે, નીચ છે. હલકી છે. કુકર્મો કરનારી છે, ભોળી છે, ફુથી તેવી છે, તથાપી સ્ત્રી જાત હઠીલી છે. હઠ એ એક ગુણ એનામાં આઠે અંગે વાસ કરી રહેલ છે. તો એ હઠે ભરાઈ તો ગમે તેવી પુંશ્ચલી કે કુલટા હશે, તોપણ પોતે

આખર ભોગવવા તૈયાર થશે; બધુ દુઃખ, જોર જુલમ, ઇત્યાદી સહન કરશે, છેવટે સુકા ઝાડની ડાળીની પેઠે ભાગી જશે પણ વળશે નહી. માટે સાવચેતીથી કામ લેવું જોઇએ. ઉતાવળ કરતાં આપણે ખરડાઇ જઇએ. બળવાન મરદો પણ અબળાને જીતી શકતા નથી. જુવો લાલરાજ વિરમતી, રાવણને, સીતા, કીચકને દ્રૌપતી; માટે યુક્તીથી ફોસલાવીને લેવું અતિ ઉત્તમ છે."

"ત્યારે તું એવો રસ્તો શોધિ કાઢ ને ખીન્ન, થતો દુર્જનલાલ બોલ્યો.

ગરીબપલવર મારા કરતાં આપની બુદ્ધિ વધારે પહોંચે, અમે તો બળ કરી જાણીએ. અમારામાં બળ છે તેટલી બુદ્ધિ હોતતો અમે લોકો પોલીસને હાથ કોઇ દીવસ પકડાતજ નહી પણ ઇશ્વર બધુય એકને નથી આપતો, નહી તો તે એક ઉન્મત થઇ બધાયને ઢાંકી દઈ મરજી ફાવે તેમ વર્તે માટે આપ કાંઇ ખોળી કાઢો તો અમે ટેકો આપવા લાગીશું. અગર કાંઇ વધારે કામ બજાવવું હશે, તો બજાવી લાવીશું.""

"હા, મને એક વિચાર સુઝે છે, તેણીને હું કહું કે તને ઠાકોર સાહેબે પકડી મંગાવી છે, અને તારી મરજી હોય યા નહોય તો પણ તારી એ લાજ લેશે માટે હું તને છાનો માનો છોડાવા આવ્યો છું. મારી સ્ત્રી સખત બીમારી ભોગવી મરણ પામી છે, અને હું તને છોડાવું માટે તું મારી જોડે લગ્ન કર, હું તને જે જોઇશે તે પુરૂં પાડીશ, હમેશ સુધી તારો જ થઇને રહીશ પ્રેમજાળ પાથરી ફસાવું, ને પછી કબુલ થાય કે ગોર બોલાવી ત્યાંજ હસ્ત મેળાપ કરી પછી એક સારા ઘરમાં રાખીશું અને કહીશું કે મારે રાત્રી દિવસ દરબારમાં રોકાવું પડે છે તેથી આવવાને જુજ વખત મળે છે એવું કહી ફોસલાવી દીલાસો અપાશે, અને તે ઘેર તને કે રામાને ચોકીપર રાખીશું. કેમ આ યુક્તી ઠીક છે કે નહી? હુ તો ધારૂછું કે આના જેવી બીજી ફત્તેહમંદ યુક્તી એકે નથી જો એ જરા જાણે કે બીજું કાંઇ કપટ છે તો તેવાનો વિશ્વાસ કરે તેમ નથી અને સ્વતંત્ર મિજાજની છે કારણ મોટાની છોકરી બધાપર હુકમજ. ચલાવેલો વળી ઈંગ્રેજી ભણી એટલે મસ્તિકમાં જરા પવન હોય તો તે કાંઈ નવાઇ જેવું નથી માટે મને તો આજ યુક્તી પસંદ આવી છે તારો અભિપ્રાય શું છે તે બોલ.!"

""પ્રપંચ સત્તર આના બંધ બેસતો છે હું ધારૂંછું કે આડા અવળા સવાલો પુછ્યા વગર રહેવાની નથી અને તે વખતે તમે જો જરા ગલ્લાં તલ્લાં ચાવ્યાં કે તમારા રામ રમીજ ગયા જાણજો, પછી કોટી ઉપાયે

પણ હાથ આવવાની નથી. જ્યારે કપટી કે ગુનેગાર માણસને આવા અવળા ઉપરા ઉપરી સવાલો પુછી ગભરાવે ત્યારે મોટો હુશીયાર દમલ-બાજ પણ પકડાઇ જાય અને આટલી ભણેલી તે જરાક મોંનો રંગ બદલાયો કે જવાબ આપતાં વાર લાગે એટલે થઇ ચુક્યું. શક પડવાનો અને મુળ શકતો છેજ."

"શો શક પડવાનો? શું પુછવાની, શાનો? મુજથી શક છે.?"

"પહેલાં તમે કાગળ મોકલાવ્યો હતો તેથી તેને પાકી ખબર છે. બીજુ એકતો તમારી સ્ત્રી મરણ પામી છે. તો પછી તમને જાહેર લગ્ન કરતાં શી અડચણ છે? વળી પહેલું તો એજ કહેશે કે મારે ઘેર મુકી આવો. પછી ત્યાંથી વિચાર કરીશું. હું મારા પીતાને સમજાવીશ એવું ઘણુંય કહેશે. તમે કહેશો કે હું તમને ચાહુંછું તેથી અત્રેને અત્રે લગ્ન કરવા ઇચ્છું છું. ત્યારે કહેશે કે ખરો પ્યાર હોયતો આવી દુઃખની વેળાએ મને આમ કરવાનું કહો? આતો સ્વાર્થનું કામ છે. તમારો મારાપર પ્રેમ છે તો તમારે મારૂ ભલું કરવું જોઇએ અને તમારો સ્વાર્થ તજી દેવો જોઇએ, અને માત્ર મારાપર વિશ્વાસ રાખવો જોઇએ. અત્યારથીજ અવિ-શ્વાસનું પાત્ર થઇ તો પછી આગળ કેમ નહી થઇ પડું આટલામાંજ ભરોંસો નથી રાખી શકાતો તો પછી મોહોરદાર બનાવી શી રીતે રાખશો? વાસ્તે મને છુટી કરો. તમને ઠાકોર શું કરશે નોકરીમાંથી કાઢી મુકશે એજને તો નોકરીની શી દરકાર છે, મારા પીતા પાસે પુષ્કળ દોલત છે અને જોઇએ તેટલી લાગ વગ છે તો પછી કેટલી નોકરીઓ.? માટે જો મને ખરા અંતઃકરણથી ચહાતા હો તો આ દુઃખમાંથી છુટી કરો, અને મારાપર ભરોંસો રાખો ઇશ્વર બધાંય સારાં વાનાં કરશે."

"વાહરે માધુ, વાહ તું તો સાક્ષાત તે સ્ત્રી હોય કે તેનો હીમાય-તી હોય એમ બોલે છે. આટલી અક્કલ તારામાં છે એતો આજ જાણ્યુ. ત્યારે હવે તુંજ કહેશો બીજો પ્રપંચ લઢાવવો? બળાત્કાર શીવાય બીજો રસ્તો ક્યાં છે?અને એ પણ ન બને તેમ છે ત્યારે શું લાવેલું મુકી દેવું? શું મહેનત, શ્રમ જોખમ ઇત્યાદી બધું જે સોસ્યું તે નિરર્થક. ના, ના, એ-મ તો નાજ બને ગમેતે થાય. પણ પકડયું.તે પકડયું. હવે એતો સાપે છછુંદર ગળ્યા જેવું છે?"

"ત્યારે તમે વિંનતી કરો અને પછી ન માનો તો એમ કહો કે ઠાકોરની ઇછામાં આવશે તે કરશે અને જો માનશેતો તું છુટી થઇશ તારાં મા બાપને મળીશ પૈસો કીર્તી આબરૂ ત્રણે જળવાશે. એકાદી વખત

પછી નમાને તેઃ શ્રીમા ઠાકોરનો સ્વાંગ પહેરી ધમકાવી આવે, પ્રપંચ રચી છળાવી આવે એને ક્યાં નવા ઠાકોરને દોસ છે? ત્યારે નામાર્થી બીનેલી તેને પુછી જ્યારે મળશો કે તરત બુદ્ધિ એની ઠેકાણે આવશે અને તમારા કહેવા પ્રમાણે વર્તવાને કબુલ કરશે. હું તો ધારૂ છું આ કપટ પ્રબંધમય-ત્ભર ફાવશે અને પક્ષી જાળમાં ફસાશે.'

"ધન્ય છે સાધુ આફ્રીન તારી અક્કલપર, ઠીક યુક્તી લડાવી છે. હવે તો સો વસા કુમુદા મારી થઇ ચુકી. પણ કીલ્લાની કુંચી લાવ્યા.

લ્યો આ સાહેબ, અને જઇએ છીએ કામકાજ કહેજો." દુર્જનલાલ કુંચીઓ એકદમ ટેબલપર મુકતાં "અહો આઠ થવા આવ્યા અને ઠાકોરને મળવા ન જવાયું, પછી પોલીટીકલની મોકલ્યુ છે તે જવા વગર છુટકો નથી. સાળો અક્કલનો વળી એ ત્રણ ચાર કલાક માથુ ફેરાવશે. માટે ચાલ લુગડાં પહેરૂં તેમ બોલતાં બીજા ઓરડામાં જાય છે. અને ગાડી તૈયાર કરવાનું કહી પટાવળો બોલાવતાં ગાડીમાં બેશી બહાર ગયો.

---

## પ્રકરણ ૧૨ મું.

પેખી પદાર્થ રચના જન સૌ રમે છે,
ધાતા તણો નિયમ નીત નકી રહે છે;
જે શુદ્ધ છે હૃદય તે નવ મ્લાન થાતાં,
સ્નેહથી ચેપ વજી સુકૃત તે કરે છે ૧

( અજ્ઞાત ).

ચંદન જે દુર્જનલાલની સ્ત્રીનું નામ હતું તે પોતાનો ધણી બહાર ગયો કે તરતજ પોતે પણ લુગડાં પહેરી બહાર જવા તૈયારી કરતાં બબડવા લાગી " હજી પણ એમને સાન ન આવી. ખરી વાત છે કામાન્ધો નૈવપશ્યતિ ॥ તેમ એમને થયુ છે પણ આરે મારે શો પેચ લડાવવો ?" તરત પોતે કોચકાપર બેઠી રાતા કમળ સરખી હથેળીપર ગાલને ટેકાવી મસ્તિક કળી નક્કી કરી. અર્ધ બેઠેલે ચાથે જાણે ઉંડા શોકમાં હોય, વિચાર કરતી હોય, એમ સ્થીર થઇ રહી નેત્ર કમળમાં આંસુ કીકી સુધી ઉભરાઇ જતાં હતાં અને એ અશ્રુ બીન્દુએ ગાલપર પડતાં જાણે ઝાકળથી ભીંજેલું ગુલાબ ન હોય એના ભાસ કરાવતાં હતાં. આ સ્ત્રી સુંદર નહોતી એમ નહોતું. તેનું ભવ્ય કપાળી, લાંબુ સીધુ નાક મોંને દીપાવે તેવું; નાક હાથી દાંત, ઘટ અકુરીયા કેશવાળી લોક

ચંદ્ર કાળી ભૂખરી આંખો સહેજ લાંબી હડપચી, હસતા જેવી ડોક, અને ઉપભોગને લીધે ખીલતો શરીરનો એક સરખો બાંધો ઇત્યાદી જોનારના મનમાં એકદમ છાપ પાડી દે એવાં હતાં. આવી સુન્દર, નિર્દોષ, પવિત્ર, શુદ્ધ આર્યા, તેને આવો પતિ! પણ શું તેને પતિપર તિરસ્કાર ઉપજતો? હતો ક્ષણવાર પણ તેના વિશુદ્ધ હૃદયમાં આવી કલ્પના સરખી પણ પેસવા પામી ન હોતી. માત્ર તેનું અંતઃકરણ પતીને અપરોધ જાળમાં ફસતો જોઇ બળતું હતું. માતાને છોકરૂં પાણીમાં ડુબતું હોય, ને જેવી લાગણી ઉત્પન્ન થાય તેવી આના હૃદયમાં અત્યારે પતિપર ઉપજી હતી. ઘડીવાર નાગણ કાઢી હીંચકાપર મુકી એક ટશે તેના સામું જોઇ રહી આંસુ ખાળ્યાં રહ્યાં નહી ધૈર્યતા જતી રહી, નિર્ભર રોઇ! અત્યારે સર્વ કામમાં હોવાથી તેનું રડવું કોઇએ સાંભળ્યું નહી. ઇન્દ્રજીતના કપાયલા હાથે લખાવેલો કાગળ જોઇ સુલોચનાને જે શોક ઉત્પન્ન થયો હતો તેવોજ આને થયો. બરબડી "શું મારૂં કોઇ નહી? શું પતિ તરફનું સ્નેહનું દ્વાર તે પણ બંધ? મારી જોડે પણ આવી ઠગાઇ? હે ઇશ્વર, હવે હું શું કરૂં? મને માર્ગ દર્શાવ, મારૂં એકલીનું તો લાગ્યું ગમે તેમ ભોગવત, પણ બીચારી કુમુદાને પણ આવી સ્થિતીએ લાવ્યા. હવે મારે શી યુક્તી કરવી? આવું ક્યાંય બન્યું હશે? ધણીનાં કૃત્યો નિષ્ફળ કરવા પત્નિને મથવું પડે? હોય ચાર દહાડા સુખ પણ હોય, અને દુઃખ પણ હોય મુદ્રીકા ખોવાથી દુષ્યન્તે શકુંતલાનો ત્યાગ નહોતો કર્યો? પણ મુદ્રીકા જડતાં પાછો ઠેકાણે આવી શકુંતલાને મનાવી લાવ્યો તેમ મારા પતિએ અત્યારે સદ્બુદ્ધી રૂપિ મુદ્રીકા મારા અભાગ્યે ખોઇ છે પણ તે મળતાં ઠેકાણે આવશે. એમનું હૃદય એટલું કઠોર નથી. ખરી વાત છે. પોતાનો છોકરો ચોર હોય તો પણ માને તો અત્યંત પ્રીય લાગે છે તો મારા સ્વામીના અવગુણ મારા મનમાં ક્યાંથી વસે?" "ના વસે પણ જગત જાણ્યા વગર રહેવાનું છે? પૈસો આજ છે અને કાલ નથી, ચઢતી પડતી ચાલી જાય છે તો પછી કાયમ જાણ્યું કે આ સ્થિતીમાં હમેશ કાયમ રહીશું? અને જ્યારે પડતી વખત આવશે ત્યારે અધીકાર, દોલત, કીર્તી નાશ પામશે અને લોકો આગનાં કર્મોનો બદલો આપવા નહી ચુકે. કારણ છિદ્રેષ્વનર્થાબહુલીભવન્તિ તેમ જરાક દશા ફરી થઇ તે. પછી જેટલા મીત્ર એટલા બધા શત્રુ. તે વખતે માણસ અધીકાર મદમાં વટી કરેલા ગુનાઓનું ફળ ચાખ કરી લે છે. ખરી ખબર ત્યારેજ પડે છે. ત્યાં સુધી તો બહુધા સરળ અને

પોતાની મરજી ને અનુકુળ થતું લાગે છે. દશા બદલાઇ કે જુદુ કરવાનું. તે વખતે ખરાબ કામ કરનારને સર્વ ધીક્કારવા તૈયાર થાય છે, પડતાને પાટુ મારે છે, દુઃખમાં વધારો કરે છે, ત્યારે અધીકારનો સમયજ સારી મરતી કીર્તિ સંપાદન કરવાનો છે. પાંડવો નીતિ માર્ગે ચાલનાર હતા તો પડતીમાં પણ તેમને સહાય કરનાર મળી આવ્યા વિષયી જુલમી મલ્હારરાવને કોઇએ મદદ ના કરી. બાજીરાવ બીજો પણ સહાય વીના માર્યો ગયો. માટે અધીકારીઓ ડાહ્યા હો તો ચેતો, અધીકાર આજ છે. ને કાલ નથી. આજ તમારૂં ડોકુ હલાવ્યાથી હજારોનાં નસીબ ઉઘડે છે અને ધુણાવવાથી ફુટે છે ત્યારે સારૂં કરી લ્યો કીર્તિ સંપાદન કરી મિત્ર મેળવવાની તજવીજ કરો કે તમને પડતીમાં સહાય કરે આ બીજ રીતે મારા પ્રાણેશ, તમારૂં પણ છે. તમે અત્યારે વૈભવને સ્થીર માની યથેચ્છ ગમન કરો છો પણ ઇશ્વર કરે ને એવો વખત ન આવે પણ તમારે પણ કદાપી બીજાનો આશ્રય લેવો પડે આ ત્રાસ, આ જુલમ આ કાળુ ધોળું શાને માટે ? એક ક્ષણીક સુખને માટે શું કાળચક્ર બધાનો નાશ નથી કરતું ? ત્યારે તેને સુખનો નાશ કરતાં શી વાર લાગવાની હતી ? પાણીપર મંદ મોજાના જેવી સંસારપર સુખની લહેર છે, તરત સમાઇ જાય છે, પરપોટાની પેઠે ફુટી જાય છે. માટે હજુ સમજો, અવકાશ છે: અત્યારથીજ ફેરફાર કરો. રહેમ નજરથી વર્તો, પણ કશાયની દરકાર કરે છે. કશું પણ ભાન રાખ્યા વગર જે અડચણ આવી તેને ગમે તે પ્રકારે સારે અથવા નઠારે દુર કરવામાંજ મહત્વ માને છે પણ આવું થતું અટકાવીશ. મારામાં પ્રાણ છે. જ્યાં સુધી નસોમાં રકત વહે છે, ત્યાં સુધી આ અવળે માર્ગે જવા નહી દઉં. તમે ભલે મારી નાંખો, તમારા હાથે મરતાં મોક્ષ મળશે. ચીનના શહેનશહે અગીયાર મેન્ડેરીનોના તે કાપી નહોતા નાંખ્યા? શાને માટે? તેને સારો બોધ કરવા ગયા તેટલા સારૂ. ત્યારે એ એટલા બધા નહોતા બીન્યા તો હું મારા ધણીની અર્ધાંગના, સુખ દુખની ભાગીએણુ મોતથી ડરીશું એમને આડે રસ્તે જવા દઉં? ઇશ્વરની ગુનેહગાર ન ગણાઉં? અલબત ત્યારે આવ હવે બાજી બધી આબનો પડતી મૂકી તૈયાર થઉં".

"કુમુદાને છોડવી દઉં હા કુંચીઓ ભુલી ગયા છે તો હું કોઠામાં જાઉ તો શી અડચણ છે જ્યારે આવી બીચારી કુમુદને બીક ન લાગી તો મને શું બીક લાગવાની છે? મેં કોઠો તો જોએલો છે પણ કુમુદાને મારી ઓળખાણ આપું કે ન આપુ? આપવાને શી અડચણ છે પણ પહેલુ

પણ પેલી માલણની છોડી ફુલ મુકવા આવે છે. રોજ તો પોતે આવતી અને આજે એની છોડી કયાંથી?" ફુલ મુકતી છોકરીને "અલી આજે કયમ તું આવી? તારી બા નથી કે?" "ના ચંદનબા એતો કાલ બપોરની કાંઈ કામ સારૂ ગઇ છે તે આવીજ નથી.

"ઠીક, આ માલણ પણ રખે ત્યારે કીલ્લામાં હોય? વખને વાત ઉઘાડી પડે તો ગુસ્સે થશે, તેની તો કાંઇ ફીકર નહી, પણ અધવચથી વાત ફુટી જાય તો નિરાશ થઇ જવાય અને કુમુદા બીચારી રઝળે અને આ કસાઇઓના હાથમાં રહે માટે એમ ન થવું જોઇએ, જ્યારે બધુ વસમું ને આપણે તો છાશને દોણી બે રાખવાં છે ત્યારે એ પૈસાનો નકામો છુટ ઉપયોગ કરે છે તો થોડા ઘણા હું વાપરૂ તેમાં શી અડચણ છે? એ બાંધવા અને હું છોડવા વાપરૂં" (હસીને) "કોઇ જાણશે તો કહેશે કે ધણી ધણીઆણીએ ધંધો ઠીક માંડયો છે, પણ એમ કર્યા વગર છુટકોજ કયાં છે? એતો એજ, પડતા તેવા દેવાશે. મારે મારા રૂપમાં જવું કે લુગડાં બદલી નાંખવાં? આવે પોશાકે જતાં કોઇ શક ખાય તો વાત ઉઘાડી પડે માટે મારી બેનને ઘેરથી લુગડાં બદલી જાઉં, પણ પહેલાં તેને ત્યાં પણ શું કરવા જવું પડે? જે વખત જાય છે તે અમુલ્ય છે. કોણ જાણે હમણાંજ એ આવી ચઢે તો? આવવાનો સંભવ તો નથી, પણ એમનું ઠેકાણું નહી અને વળી જીવ ત્યાં એટલે બનતી ઉતાવળ કરેજ. ચાલ ત્યારે આ લુગડાં કાઢી નાંખુ અને એક સાદુ ગવન માત્ર પહેરૂં અને એમનો કાળો મખમલનો કાળો ઝભો વિંટી લઉં; એટલે પછી કોઇ ઓળખવાનુંજ નથી." ગવન કાઢી થોડીક નોટો લઇ સંભાળથી કબજાના ગજવામાં મુકી કુંચી હસ્તગત કરી દુર્જનલક્ષાની વીંટી લઇ છાનીમાની સંતાડી. કોણ જાણે વખતે ચોકી પહેરો હોય તો આ વિંટી બતાવતાં રસ્તો થવાનો; આપણને કીલ્લામાં કોણ ઓળખવાનું હતું? ત્યારે લાવને એક નાની શી કટારી પણ પાસે રાખું, વખત છે, એટલું એટલું પણ લોઢું, એવું ઉપયોગમાં આવે—અને સાવધાનીથી કામ કરવાની જરૂર છે, કારણ કામ એવા માણસ પાસે લેવાનું છે કે તે વખતપર મારી નાંખતાં પણ બિહે નહીં. મરતાં તો બિહીતી નથી પણ એમને સુધાર્યા પહેલાં મરણ થાય તો મનની ઇચ્છા મનમાં રહી જાય અને એ પાછા અવળે ને રસ્તે ચઢયા કરે; માટે બનતા ઉપાય તો કરવા અને બને તેટલી સાવચેતી રાખવી. માધુ કહેતો હતો કે કુમુદા વધારે તોફાની છે. તેમ છે તો વધારે સારૂ, કારણ એવી છે તોજ આવા સ-

આપત્તિમાંથી બચાવવાની આશા રખાય. નબળા પોચાથી કશું ન થાય. માટે એ પણ મારા મતને મળતીજ થશે અને મારૂં કહ્યું કરશે. જોડી તો ઠીક છે, એતો હાર્યા જાણુંને. ચાલ ત્યારે હવે શી વાર ?" ગાડી જોડવાનો હુકમ આપ્યો, તરત ગાડી તૈયાર થઇ કે પોતે પગથી માથા સુધી ઝભાથી વીંટાઇ ગાડીમાં બેશી, ગાડીવાળાને તકીદ આપી કે "હું ક્યાં ગાડી લઇ જાઉં છું તે જો એ કદાપી પુછે તો કહેવું નહીં." વળી વિચાર આવતાં "મારી બેનના ઘર તરફજ હાંક." ગાડી ત્યાં આગળ આવતાં ઉતરી પડી પાછી અગીયાર વાગે લાવવાનું કહી, નજર આગળથી ગાડી દુર થઈ ત્યાં સુધી ત્યાંજ ઉભી રહી અને એક ભાડાની ગાડી કરી કીલ્લા તરફ હાંકવાનું કહી ચઢી બેઠી અને થોડી વારમાં કીલ્લા આગળ આવી પહોંચી, ભાડું આપી, ગાડીવાળાને વિદાય કરી પોતે સંભાળથી દરવાજામાં પેઠી.

---

## પ્રકરણ ૧૩ મું.

### કારાગ્રહે મદદ ઇશ્વર તો કરે છે-૧

દરવાજામાં બેઠેલા મકરાણીએ તરતજ પુછ્યું, "કોન જાતા હય ? કીસકી રજાસે ?"

"કારભારીની રજાથી."

"જબ નિશાન ક્યા હય ?"

"જુઓ આવીંટી."

"અચ્છા જાઓ."

તરત પોતે બુરજ ચડી નીચે જઇ એક પછી એક દાદર ઉતરતી, ગભરાતી પણ દૃઢ મન રાખતી, અને બધાનો અંત સારો આવવાનો છે એમ ધારી હીંમત રાખતી પતિવ્રતા, ઠેઠ કોટડીના બારણા આગળ આવી પહોચી; બારણાં બંધ દેખતાં સાંકળ ખખડાવી. તરત પેલી વૃદ્ધ માલણ (હવે એને આપણે એજ નામથી બોલાવીશું) બારણું ઉઘાડતાં ચમકી હોય તેમ ચીસ પાડી ઉઠી. કુમુદા તો ચાનો પ્યાલો ટેબલપર મુકી દઇ અત્યંત અજાયબીમાં ગરક થઇ ગઇ. જાણે બોલવાની, કે ઉઠવાની સત્તાજ કોઇકે લઇ લીધી હોય, આ દેખાવ ઉપર પુતળાની માફક જોતી હોય, તેમ સ્થીર દૃષ્ટિએ જોઇ રહી. આશું ? કાળા ઝભાથી વીંટેલી આ

અત્યંત મનોહર આકૃતિ કોણુ હશે ? એ મનમાં સવાલ ઉઠયો. માલણુતો સાવચેત થઈ ચંદનબા તમે અહીં ક્યાંથી ? આ શું ખરૂં કે ખોટું ?" એમ ઉપરા ઉપરી બકવા મંડી. દક્ષના યજ્ઞમાં વિરભદ્રને દેખતાં જે બીક દક્ષને લાગી તે બીક આ સુંદરીને જોતાં માલણુને લાગી. તેણે મૃત્યું પાસે આવેલું જોયું. વાત ફુટી ગઇ દીઠી. એક તરફ દુર્જનલાલ અને બીજી તરફ ચંદનગૌરી, ઉપર આભ ને નીચે ધરતી, વચ્ચે અદ્ધર લટકવા લાગી, હજારો કલ્પના કરવા લાગી. ચંદનગૌરિ આ સઘળું સમજી ગઈ અને તેનો લાભ લેવા ચુકી નહીં. તેણે મધુરે પણ ધમકી ભરે અવાજે કહ્યું, "ગભરાઈશ નહીં, બીહીશ નહીં. મને અનુકુળથા. અને તને બચાવીશ." કુમુદાએ આ સ્વર સાંભળ્યો, બોલનારની કાંઇક ઓળખાણુ તેને પડતી હોય એમ લાગ્યું પણ બરાબર સમજણુ પડી નહીં.

માલણુ પગે પડતી, માફ માગતી, હાથ જોડતી, બોલવા લાગી, "મારો કશો પણુ વાંક નથી, હું તો ચીઠીની ચાકર છું. બતાવ્યું કામ કરૂં છું. ન છુટકે અહીં આવી છું, એમ ચાંપલુશીવેડા કરવા મંડી પડી.

એ બધુય હું જાણુંછું. પણુ બોલવાથી મારાથી છુટવાનું નથી, એમ હુ મુકી દેનારી નથી, તું જાણે છે કે હું કશુંય સમજતી નથી, પણુ તારાં કારસ્તાન હું પાઇ ગઇ છું, તને ઓળખુંછું મારી મહેરબાની મેળવવાનો એકજ રસ્તો છે અને તે એકે હું જે કહું, તે મુગે મોઢે ગુપ્ત રીતે કરવું, કેમ કબુલ છે ?"

વખતને અનુકુળ થનારી, ડાહી, વિચિક્ષણુ", માલણુ સમજી ગઇ કે અહીં વળવાનું નથી, અને દુર્જનલાલ આગળ આનું સંપૂર્ણ ચાલે છે માટે ધારે તે કરી શકશે અથવા મારી જાહેર ફજેતી કરશે તો મને સજા થશે માટે આનું કહ્યું સાંભળવામાંજ સાર છે, અને માન્ય કરવામાંજ સુખ છે, એમ મનથી વિચાર કરી કહ્યું, બોલો ચંદનબા બોલો,

શું કામ તમારૂ કહ્યું નહી કરૂં ? મારા રાઇ જેટલા [illegible] કરે પણુ મારા પેટમાંથી વાત જવાની નથી, મારા ધણીના સોગન, શો તમારો હુકમ છે ? તે પ્રમાણે ચાલવા તૈયાર છું."

કુમુદાને તો એ શબ્દજ વિચિત્ર લાગ્યો જાણે પોતે બધું સમજતી હોય તેમ હવે તેને ભાન આવ્યું. ઓળખાણુની સમજ પડી, અને ચંદનગૌરી તે બીજું કોઈ નહિ પણ દુર્જનલાલની સ્ત્રી એમ ખાત્રી થઇ. પણ તે અહીં શા માટે આવે ? અને વળી આવે વેશે ! શું એ માંદી નહેતી ? કોણુ જાણે ! પણુ બધું જણાશે, હમણાં એને આવકાર તો

આપું. એમ નીશ્ચય કરી ઉભી થઈ આવકાર આપતાં, "બ્હેન માફ કરજે મને પહેલાં ઓળખાણ ના પાડી, શું કરૂં મારૂં હૃદય બે દીવસમાં એવું શુન્ય થઇ ગયું છે કે એકદમ ભાન નથી આવતું, તારી કુમુદા બેનને ઓળખે છે?"

"વાહ તને તે ભુલી જાઉં; મને તારા સદ્દગુણવડે તું છેટેની સગી છતાં માની જણી બેન જેટલો ઉમળકો આવે છે અને તેટલા સારૂં અહીં આવી છું."

"તે માટે અહીં આવ્યાં છો? આ શું કહો છો? હું કાંઇ સમજતી નથી."

"બ્હેન હમણાં બધુય સમજાશે પણ તારે માઠું લગાડવું નહીં;" બેશીને બારણું બંધ કરી "સાંભળ હું કહું છું. તું પણ અહીંજ રહે માલણુ તારૂં પછી કામ પડશે જો કુમુદા, મારા પતિએ તારાપર એક કાગળ લખેલો તેનો જવાબ તેં આપેલો ખરો કે?" કાગળ બતાવતાં.

"હા બ્હેન પણ તેં શાથી જાણ્યું? તું તો માંદી હતી ને?

"બધુય જાણું, હું સાજી સારી હતી."

"એમ કે? વિસ્મય પામતી કુમુદા બોલી."

"હવે જરાક તારા કુતુહળને દબાવજે, હું કહું છું પણ ચમકીશ નહીં, સાંભળ, આ કાગળ મારા હાથમાં આવતાં મેં મારા પતિને સહેજ ઠપકો આપ્યો ત્યારે એમણે ભુલ કબુલ કરી ભવિષ્યમાં પાંશરૂં ચાલવા વચન આપ્યું પણ તરત સવારમાંજ બધુય પથ્થરપર પાણી જેવું જણાયું. ઘેર માધુ કરીને એક હરામખોર છે આવ્યો અને તારા પકડી લાવવાની વાત કહી એટલે મને સાંભળવાની અતિ ઉત્કંઠા થવાથી બધુ સાંભળી તને છોડાવવા આ પગલું ભર્યું."

"ત્યારે રાત્રે જે પેલો કાળો ભૂત જેવો ગાડીમાં હતો અને બધી ધામધુમ કરતો હતો તેજ માધુ કે?" આશ્ચર્યમાં ગરકાવ થતી કુમુદાએ પુછ્યું.

"હા એજ રડયો જ્યાંને ત્યાં મુવો એવું કરે છે, માલણે જવાબ આપ્યો.

આતો તમે વાતમાં ભંગાણુ નાંખ્યું; હું શું કહેવા જતી હતી, હા હા સાંભળ કુમુદા તને છુટી કરવામાં મને ધન્યભાગ્ય ગણું છું પણ તારે એક શરત પાળવી પડશે. જો કે વગર કહ્યે તું પાળે તેવી છે તો પણ મારે ફરજ પ્રમાણે સંભારી આપવું જોઇએ; તને મારા ભર્થારની મર-

જીથી લઇ જવામાં આવી હતી. એ નહિ કહેતાં બીજી ગમે તે વાત તું બનાવીને કરજે પણ આટલામાંથી કોઇનું નામ ન આવે તેની સંભાળ રાખજે, જેમ તને હું ઉપકાર કરૂંછું તેમ આટલું કરીને તું તેનો બદલો વાળજે અને બધુ ભુલી જજે. ધ્યાન રાખ જે કે, ૧"To err is human, to forgive divine માટે ક્ષમા રાખજે. મારે ન કહેવું જોઇએ છતાં જણાવવું પડે છે."

પ્યારી બ્હેન, અરે એનાથી પણ વિશેષ, સંકટ સમુદ્રમાં નાવ જેવી સખી, તારો ઉપકાર હું ભુલી જઇશ. ? અહા ! આપણે અભ્યાસ કરતાં તું વાંચતી, હું સાંભળતી એ દહાડા ક્યાં ? " ક્યાં આ દુર્જનલાલ ? વિધીની રચના બળવાન છે."

" ગિરી શીખર જશે જો કાકની પંક્તી પ્રીતે,
નહી નહી નહી છાજે હંસના જેવી રીતે. "

"એમને વૈભવ, પૈસો, હોદ્દો, મળ્યો તો શું થયું ? તારી બરાબર એ શી રીતે થવાના ? હશે ! તારો શો વાંક ? મા બાપે જે કર્યું તે ખરૂં; ધન્ય છે તારી સહનશીતળતાને, તારૂં ચરીત્ર સ્ત્રીઓને દાખલો લેવા જેવું છે; પત્તિને માન આપનાર, પતિને પ્રભુ, સર્વસ્વગણનાર, જ્ઞાનનો ફાંકો ન રાખનાર, સુશીલ. ભર્તાને સારે માર્ગે દોરનાર હે સહોદરથી પણ અધીક સખી વા બ્હેન, તું ખરે બીજી મંદોદરીના જેવી છે કે જેણે રાવણ સરખાનો કોપ ન ગણતાં ઉપદેશ કર્યો અને બનતા ઉપાય લીધા. વળી કેવી ધૈર્યતા ! કેવી ક્ષમા ! ખરે ! સર્વ ગુણો તારામાં એકત્ર વસી રહ્યાછે."

" ધન્ય ધન્ય મારી શાણી કુમુદ નહી તોફાની કુમુદ તારી શૈલી આગળ બાણ શા હીસાબમાં ? બોલવાની છટા આગળ ફોક્ષ કે બર્કનું શું ગજુ ? ઠીક વખાણ આવડે છે; કહે આટલું શીખતાં કેટલો વખત લાગ્યો હતો ? "

" શું તે હું કાંઈ ખોટું કહું છું ? કોઇ બીજુ આ જાણે ને મારી જગ્યાએ હોય તો એજ કહે કે બીજું ?

" વારૂ હવે એ બધું જવાદે અને હું કહું તેના પર ધ્યાન આપ; જુઓ હવે તારા છુટકારા સારૂ બાજી રચીએ. તારે સુર્યપુર કોઇને કાગળ મોકલાવવો છે. જો તેમ હોય તો લાવ હું ઝટ મોકલાવી આપું; ત્યાંથી કોઇ મદદ આપી શકે એમ છે; ? વાત ફેલાવી ન જોઇએ, કોઇ ખાનગી રીતે

---

૧ મનુષ્ય માત્ર ભૂલ કરે છે ક્ષમા કરવી એ ઇશ્વરી અંશ છે.

આ કામ કરે તેવું હોય તો કહે નહી તો બીજો રસ્તો લઇએ.

"વહાલી સખી, કાગળતો લખી રાખ્યો છે અને મોકલવાની રાહ જોઉ છું. તે લે આ રહ્યો. કુસુમચંદ્રનું શીરનામું છે. તું તેમને ઓળખતીતો હઇશ, હમણાંજ એ. એલ. એલ. બી. થયા. મારૂ ચીત્ત એમનાપર સંતુષ્ટ છે. અને એ છુપું રાખી જરૂર અહી આવ્યા વિના રહેવાના નથી." બોલતાં બોલતાં લજ્જાથી કુમુદાના ગાલે રતાશ ચઢી આવી.

"લાવ્ય ત્યારે હુ ગામમાં મારી બેનને ત્યાં ઉતારીશ અને એમને રાત્રે અહીં મોકલીશ; તે તને લઇ જશે. કેમ માળણુ ઠીકને?"

"બા તમને જેમ ધ્યાનમાં ઉતરે તેમ કરો, પણ ભાઇને ખબર પડશે તો? એ તો આવતા હશે ત્યારે શું કરશો?"

"એ તો બધુંય મેં નક્કી કરી રાખ્યું છે પણ કુમુદા તને શું કહું છું કે એ આવે ત્યારે તું હાજી હા કર્યા કરજે એટલે શાન્ત થઇ પાછા જશે. જો વાત કહું." "ભુલીશ નહી." માલણ તરફ ફરીને માલણ તારી મહેનત નહી જવા દઉ, તને ભુલી નહી જઉ, લે આ વળી કુમુદા અને હું બન્ને ખુશી કરીશું; પણ તારે આ વાત ખરેખરી છાની રાખવી. મારાથી બનશે તો બપોરની હું આવી જઇશ, પણ કદાપી ન અવાય તો પણ તારો છુટકારો તો નક્કી સમજજે, ગભરાઇશ નહીં કુમુદા, મારા કહ્યા પ્રમાણે વર્તજે; કાલે જઇને નિર્ગુણ ગાશીને મળવાનીજ, પછી તો મને તું ભુલી જવાની નહી વારૂ? કાગળ લખતી રહેજે આ સખીને કોઈ દીવસ સંભારજે. આ બનાવ ભુલી જજે, સારા માણસની રીતજ છે કે અપકારને બદલે ઉપકાર કરવો, ગમે તેમ તોપણ તારા બનેવી અને મારા પતિ તેનું સારૂં કરવામાંજ તારો ધર્મ સમાયલો છે. મારા ઉપકારનો બદલો પણ વળી જશે; શું કહું ઝાઝુ, તું શાણી છે દાંતને જીભ ભળાવવી પડતી નથી." જવા ઉઠતાં કુમુદા એકદમ તેને ભેટી પડતાં "જવાયછે, બેશ તો ખરી, તારૂ કહ્યું જરેજર કાળજામાં કોતર્યું, દુરજનલાલ મારે ભાઇ બરાબર છે તેનું ખોટું તાકું? મોરનાં ઈંડાં ચીતરવાં નહી પડે."

લે બ્હેન જાઉછું "વખત થઇ ગયો છે, કુમુદાને હૃદય સાથ ચાંપતાં આવજે." તરત બારણું ઉઘાડી ગઇ.

---

## પ્રકરણ ૧૪ મું.

"ખોવું નીજ સંતાનને, તે સમ નહી જગ દુખ;
(પણ) વાદળ પાછળ સૂર્ય જયમ, દુખ પાછળ ત્યમ સુખ."

પાટલાપર નિર્ગુણલક્ષ્મી બેઠાં હતાં. મુખપર શોક છવાઇ ગયો હતો. ચાર વાગે ઉઠી નાહી સેવા કરનાર આજ પોહોર દહાડો ચઢવા આવ્યો પણ દાતણે કર્યું નહોતુ. હડાહડ, ધમાધમ થાય તે ઘરમાં આજ સોય પડવા જેટલો પણ અવાજ સંભળાય એવી શાન્તિ પ્રસરી રહી હતી જે જ્યાં ને ત્યાંનુ ત્યાંજ હતું. રાત્રીનું રાધેલું એમનું એમ પડી રહેલુ હતું. ઉંદરોએ રોટલીના કકડા નવેણ બહાર આમથી તેમ વેરેલા હતા. ચાકરો પણ આજે ચાકરજ ન હોય તેમ ઘર કામપર લક્ષ નહી આપતાં જે જગ્યાએ બેઠા ત્યાં બેઠા. શંકરલાલ કાકા એક ધેતી હોડી સુજી ગએલી, લાલ થયેલી આંખે, ઉંઘ નહી આવેલી તેથી ડોલાં ખાતા જાગૃત રહેતા પાટપર શુન્ય થઇ બેસી રહ્યા હતા. કાલે જુવાન જેવા જણાતા, સૌ કામમાં માથું મારતા, આ લ્યો, આમ કરો, કહેતા આજે જાણે ઓશીઆળા થઇ ગયા હોય તેમ કોકડું વળી ચેં કે ચું કર્યા વગર ત્યાંના ત્યાં ઠરી ગયા હતા. ઘરમાં જાણે એકનો એક યુવાન પુત્ર મરી ગયો હોય અને તેનું શબ પડેલું હોય અથવા કાંઈ એવી રાજકીય આફત આવી હોય કે જેથી તદન ઉંધું થઇ જાય એમ હાહાકાર વર્તાઇ ગયો હતો. ભર વસ્તીમાં હોવા છતાં તે સ્મશાન જેવુ દેખાતું હતું, અને બધા ચહેરા જાણે તરતનાંજ મડદાં હોય એવો ભાસ આપતા હતા. એવામાં એક સ્વાર ઘર આગળ ઉતરી ઘોડાને ઓટલાને થાંભલે બાંધી, ઘરમાં આવ્યો. તેના દેખાવપરથી તે પોલીસનો સ્વાર હોય તેવો લાગતો હતો. બધી આંખ્યો, મ્હો, તેના તરફ ફર્યાં તે શુ કહે છે તે સાંભળવાને બધાના કાન ઇન્તેજાર બન્યા; શુન્ય દેખાતી આ સમશાન ભુમીના મડદામાં કાંઈ ચેતન આવ્યું હોય એમ લાગ્યું. શંકરલાલે ખોખરે ઘાંટે પુછ્યું "કેમ કાંઇ પત્તો લાગ્યો કે ? શી ખબર ?"

જવાબ સાંભળવા તલપાપડ થઇ રહ્યા.

"સાહેબ ચારે તરફ ફરતા વીસ માઇલ સુધી ખબર કાઢી પણ કશો પત્તો લાગ્યો નથી. બાગમાંથી ગાડી નીકળવાનો રસ્તો અને તે રસ્તે ઠેઠ સ્નેહપુરની ભાગોળ સુધી જઇ આવી શોધતાં કશો પત્તો જ-

ણુયોજ નહી, જે મળે તે કહે અમે તો ગાડી દીઠીજ નથી, આથી અમારી શોધ નીષ્ફળ ગઇ છે.”

“હેં !” માત્ર એટલોજ શબ્દ શંકરલાલના મોંમાંથી નીકળ્યો. ડોસા તમર આવતાં પડતાં પડતાં સ્વારે ઝાલી લેવાથી બચી ગયા બુમ મારી “જરા ઠંડુ પાણી લાવો ઝટ લાવો.” એમ પાણી આવતાં મ્હોં પર છાંટી હુશીઆર કર્યાં.

નિર્ગુણલક્ષ્મી કે જેનું હૃદય શોકથી વિંધાઇ ગયું હતું તેમણે જેમ તેમ ધૈર્ય પકડી ઉઠી પાસે પાટપર બેસી કોઇની પણ દરકાર રાખ્યા વગર બોલવા માંડયું “મારૂં જીવન, મારો પ્રાણુ, મારી આંખની કીકી, નિર્ધનીઆનુ ધન, મારી રત્ન સરખી દીકરી, કુમુદા ગઇ અને તમે પણ આમ ધૈર્ય છોડી શોક કરી કાળને બોલાવો છો, પછી મારી શી વલે? તમારી પાછળ હું આવવાની.”

પંદર સોળ, સતર વર્ષની, બે ત્રણ ભાણેજીઓ, ભત્રીજીઓ, કાકીમા, દાદીમા ફરતી વીંટળાઇ વળી આંસુ સારવા લાગી. “તમે ના રડશો દુખી ના થશો સબુરી પકડો.” ચાકરો સ્નેહના માર્યા બાપા આમ છેક ના હીંમત શું થઇ જાઓ છો? કુમુદાબા પૃથ્વીને છેડે પણ ઢાંકયાં રહે તેવાં નથી ગમે ત્યાંથી પ્રગટ થશે, બે દહાડા વેહેલાં કે મોડાં અમે બધાય તમારા ગુલામ છીએ ગમે ત્યાંથી ખોળી લાવીશું ત્યાં સુધી ઝંપીશુ નહી, તમારૂ લુણ ખાધુ છે તે હલાલ કરીશું. તમે આમ દુખી ન થાઓ હળવે રહીને ઉપાય શોધો.”

“ઉપાય શું શોધે? એક પણ સુઝ પડતી નથી. બીચારીને લઇ જઇને કોણ જાણે શુંય કરશે? મારી નાંખશે! હાય હાય; હેબકથીજ મરી જશે; મારી લાડમાં ઉછરેલી લાડકી, રે મારા ફુલ, તારાથી આ આ દુખ કયમ સેહવાતું હશે? તું ભુખી હઇશ કે તરસી હઇસ? તને સુખ હશે કે દુઃખ? ત્યાં તારો કોણ બેલી? નીરાધાર રે મારો બાગમાં ઉછરેલી વેલી વનનો તાપ તડકો તારાથી કેમ સહન થઇ શકે? મારા વગર જેને ઘડી ન ચાલે એવી મારી અલેતી કુમુદા તું કયાં ગઇ? શું તને તારા વૃદ્ધ પિતાની પણ દયા ન આવી? દીકરી આ દુઃખ તારે માટે કયાંથી ભરી રાખ્યું હશે? તને ખવરાવી, પીવરાવી મોટી કરી ને ભણાવી, તે આટલા સારૂ? આટલા ચાકરો, આટલી, સાહ્યબી, આ વૈભવ, એકે તારી સંગાથે ન આવ્યાં? તને જરીએ મદદ ના કરી? આના કરતાં તું મરણ પામી હોત તો ઓછો બળાપો પણ આ તો મ-

રણ કરતાં અધીક; કોણ જાણે તું કયે કષ્ટે રીબાતી હઇશ ? તારી પાસે શું કરાવવા કહેતા હશે ? આ પૈસો ટકો, જાન, માલ, ઘર, વાડી, વજીફા છોડી દઈ ધણી ધણીઆણી જો કોઇ કુમુદાને એક વખત લાવી આપી ભેટો કરાવે તેને આપી લુગડાંભેર નીકળી જઇએ અરે, તેના જન્મે જન્મ દાસ થઇ રહીએ; પણ થવુંજ મુશ્કેલ. '

એકદમ એવામાં વિદ્યાગૌરી આવી પહોંચી. "આટલી બધી ધાંધલ શું કામ મચાવો છો ? કુમુદા મરિ તો નથી ગઇ પણ સાંભળો હું એક ખબર લાવી છુ અને ઘણું કરીને કુમુદા જડે તેમ છે."

શંકરલાલ ને નિર્ગુણલક્ષ્મી બન્ને સાથે બોલી ઉઠયાં "વિદ્યા આ શું તું ખરૂં કહે છે? બોલ બોલ અત્યારે તો તુંજ જીવદાતા બની ગઈ છે."

"જરા ધીરેજ રાખો, જુવો શોધ કરાવી છે તો એમ પત્તો લાગ્યો છે; સ્નેહપુર તરફ ગાડી ગઇ છે, માટે ત્યાંથી તે મળે એવું જણાય છે, તો તમને બધાયંને ભલામણ એટલી કરવાની કે જરા પણ ધોંધાટ કર્યે વગર તમે શાન્તી ધરી, મૌન ગૃહી, આવતી કાલ સુધી જો કશુંય કરો નહી તો એમના મિત્ર કુસુમચંદ્ર ભાળ કાઢવા તૈયાર થઇ જાયતે કાલે પાછા ફરશે, ને બધી ખબર લાવશે. સહેજ ખબર, અને તે પણ બરાબર પાકે પાયે મળી નથી ત્યાં સુધી નકામી ભંજગડ કરીએ તો હરામખોર ચેતી જઇ પોતાનો ઇરાદો તૂર્ત અમલમાં લાવે, અગર બીજે ઠેકાણે સટકી જાય ત્યારે પછી ભાળ લાગવી મુશ્કેલ થઇ પડે, માટે તેમના ગયા આગમચ એમણે મને પુછવા મોકલી છે તો તમારો શો મત છે ? પુછવા ન આવત પણ તમે કંઇનું કંઇ કરો અને બહુ વાત ફેલાવો તો ઓડનું તોડ વેતરાઇ જાય; વળી તમારી રજા હોય તો કુસુમચંદ્ર શોધ કરવા જાય, એને બીચારાને પાછું "લેને ગઈ પુત ને ખોઈ આઈ ખસમ" એમ ના થાય. જાણો છો ? આજે દુનિયા દોરંગી આમ પણ કહે ને આમ પણ કહે ત્યારે નિષ્કલંકી કલંકીત ઠરે."

નિર્ગુણલક્ષ્મી હળવેથી બોલ્યાં, ' વિદ્યા, બેટા તું કહે છે તે ખરૂં છે. અમે કશું બહાર નહી પાડીએ, ચુપકી પકડી બેશી રહીશું. કુસુમને ભાળ કાઢવા જતાં શી અડચણ હતી ? વગર સ્વાર્થે જ્યારે એ આપણે સાર જીવ જોખમમાં નાંખે છે ત્યારે પછી જગત ગમે તે બોલે તેની અમે પરવા નથી કરતાં, એ ક્યાં અણસમજણો છે ? ભણેલ, ગણેલ, ડાહ્યો, અને વિવેકી છે. એના વિશે મારો સારો મત છે, અને લોકો

ગમે તે ધારે પણ જો એ શોધી લાવશે તો એનું શ્રેય કરતાં નહી ચુકું. માટે કુસુમને હીંમત આપ, ને જે જોઇએ તે અહીથી મંગાવી લે. એકથી કરી એક લાખ ખરચ થાય તો પણ ડરવું નહીં; અમે ભરવાને પાંચ વરસનાં બેઠાં છીએ. હું ખુશી છું, છો જાય, અને ખબર કાઢે, ઇશ્વર કરે ને ફતેહ પામે અમે વરાળ સરખી પણ બહાર નથી કાઢવાનાં."

"લ્યો ત્યારે હું જાઉછું એ મારી વાટ જોતા હશે." સારૂ વધામણી લઇને આવજે."

વારૂ હવે જાણે ખબર નથી તેમ કામે લાગો, એ તો આવી સમજો." એમ કહી જાય છે.

---

## પ્રકરણ ૧૫ મું.

### આશા કરો દુઃખતિમિર મહી પ્રકાશે.

કુસુમચંદ્ર તૈયાર થઇ, કોટ પાટલુન ચડાવી, ઓરડામાં હેરા ફેરા કરતો હતો. ટેબલપર ચોપડીને બદલે એ પીસ્તોલ, થોડાક કારતુસ, અને એક કટાર એટલુ પડયું હતું. જરા વાર નથી થઇ તેટલામાં તો કૃષ્ણલાલ બારણું ઉઘાડી અંદર દાખલ થયો. તરતજ કુસુમે પુછયું "શા સમાચાર છે ?"

"કશો પતો લાગ્યો નથી. તમારી ભાભી ખબર કાઢી આવ્યાં તો સાંઝનું એમનું એમ છે "

"આ તો બહુજ અજાયબી જેવું" વિશ્વાસ નાંખતો કુસુમ બોલ્યો.

"પણ આ હું શું જોઉછું ? આ પીસ્તોલો શી ? ઓ ! એક તો રીવોલ્વર છે. આ કાતુંસો કયાંથી ? કુસુમ, તું પણ ઘેલો થયો કે શું ? તને આ શું થયું ? શું વહાલીની શોધ કરવા આ તૈયારીઓ છે કે આત્મહત્યા કરવા ? પણ આત્મહત્યા કરવી હોય તો આટલા બધા કાતુંસો શું કરવા છે ? નક્કી તું તો આ સગામાં સુરપાળ થવાનો કે ? ખરેખરો નાઇટઇરેન્ટ છે. પણ આનો ઉપયોગ કયાંથી શીખ્યો ? આટલો વખત થયાં હું તારી પાસે આવું છું, આટલી બધી આપણી મીત્રાચારી છે, પણ તું એક શબ્દ વટીક આ બાબતપર મારી જોડે બોલ્યો નથી. આવી ખંતથી તો ધીશ તો જરૂર તને કુસુમ મળવાની, પણ એકવાર તારી પોતાની સંભાળ રાખજે કે હુશીઆરીમાં તારા પોતાપરજ બાર કરી અજમાવે નહી. મને ભય લાગે છે માટે આનો ખુલાસો કર,

નહી તો આ બધાં મારા કબજામાં રાખવાને રજા આપ. તને હું મુર્ખ ગણું તેના કરતાં મને ગણ એ વધારે સારૂ છે, પણ યાદ છે તને મેઘદુતમાં કહ્યું છે કે,—

[1]कामार्ताहि प्रकृतिकृपणा श्चेतयाचेतनेषु ।

તેમ તને પણ થયું હોય તો શી ખબર પડે ? માટે સત્ય બોલ. તું જાણે છે કે મીત્રની આગળ વાત કહેવામાં અડચણ નથી તે હમેશ સારીજ શીખામણ, સલાહ આપે છે. તું જો કે શીખામણ આપવા લાયક નથી પણ વખતે વખતે મોટા ભુલી જાય છે. રાવણનું મૃત્યુ ત્રણ ભુવનના અધીષ્ઠાતા રામને ખીસકોલીએ કહ્યું હતું. માટે કહી દે ખરૂ કારણ નહી તો હમણાં આ બધુય મારા કબજામાં આવ્યું સમજ. મને કશી ગમ પડતી નથી. શું ધારવું તે સુઝતું નથી."

"ગાંડા કૃષ્ણલાલ તારૂ મગજ ભમે છે કે મારૂં ? તે સમજાતું નથી. એક પણ શબ્દ બોલવાનો અવકાશ આપ્યા વગર તું જેમ આવે તેમ બોલેજ ગયો, જાણે પીરોજશા મેતા હોય નહી. વિચારતો કર કે કોઇ દિવસ હું જોખમ ભરેલું કામ કરૂં ? મારી મુળ મતલબ શી છે ? કુમુદાને શોધી કાઢી લગ્ન કરવું, પ્રેમનો લ્હાવો લેવો. ત્યારે શું તું એમ સમજે છે કે હું આત્મહત્યા કરૂં ? અથવા વગર વિચારે આવાં જોખમી હથીઆર હાથમાં ઝાલું ? ત્યાં પછી કુમુદાને શોધવા જવાની શી જરૂર છે ? ના એમ નથી, હું કોલેજમાં હતો ત્યારે મુમ્બાઇમાં એક લશ્કરના કેપ્ટેન જોડે મારે ઓળખાણ થઇ હતી, તેની પાસેથી બંદુક કેમ વાપરવી, તે હું સારી પેઠે શીખી એક્કા ગોળીમાર થયો છું, આ રીવોલ્વર પણ તેની આપેલી. તને ખબર તો છે કે મારા પીતાને હથીઆર રાખવાનો પરવાનો છે તો તે પરવાનાની રૂએ હું હથીઆર રાખું તો કશો બાધ નથી. અને જ્યારે મને ઉપયોગ કરતાં આવડે છે ત્યારે પછી આવા જોખમ ભરેલા કામમાં ઉતરતાં પહેલાં, હરામખોરનો ભેટો થતા પહેલાં, તેમનાથી સાવચેત થવું, તેમના સામા બચાવના, તેમને ધમકાવવાના, ઉપાય શોધી રાખવા. હવે મારૂં જ્ઞાન આ સમે હું ઉપયોગમાં લાવું છું. શીખ્યો ત્યારે મને સ્વપ્ને પણ આશા નહોતી, કે આ આગળપર ફળદાતા નીવડશે ! પણ હમેશ યાદ રાખવું કે હલકો યા ભારે દરેક કસબ શીખવાનો શોખ રાખવો કોઇ દહાડો પણ કામનો છે કહે હવે તું શુ કહે છે ?"

1. પ્રેમ મગ્ન ચેતન અચેતનનો તફાવત જોઇ શકતો નથી.

"કુસુમ, કુસુમ," પ્રેમથી ઉભરાઈ જતા અંતઃકરણે કૃષ્ણલાલ ઉઠી ભેટી પડયો. "માફ કર, મેં તને કઠોર શબ્દો કહ્યા. તને માઠું તો લાગ્યું હશે પણ હું જાણુતો નહોતો અને "અજાણ્યું ને આંધળું બરાબર."

"મારા કૃષ્ણા" દ્રવીત થતા, મીત્ર સુખને અનુભવ લેતા, કુસુમે કહ્યું "તારાપર ગુસ્સો! કદી નહી. તું ખુન કરી ખરડાયલે હાથે આવે તો પણ હું તને મળતાં આંચકો ન ખાઉં. તારી મીત્રતાની લાગણીએ તને ઉશ્કેર્યો હતો, તેથી તુંએ બોલી ગયો તો ઠપકો આપું તો સ્નેહને, તને નહીં. તેં ખોટું શું કહ્યું છે? મારા ફાયદાનુંજ બધું. એવું જરા પણ મનમાં ન લાવવું, હું તો, તને, ભાષ્કરને, ને મને અંતઃકરણથી એકજ ગણું છું, માત્ર દેહ જુજવા છે. મીત્ર, આવોજ સ્નેહભાવ રાખજે, પણ શું ભાષ્કર આવ્યો? વેલકમ તનેજ સંભારતા હતા, તારો આવરદા તો બહુ મોટો છે, ઠીક આવી પહોંચ્યો. કહે શી ખબર છે? વિદ્યા-ભાભી ભાળ કાઢવા ગયાં?"

"હા, હમણાં અહી આવશે ભણકાર વાગે છે." વિદ્યાને દાખલ થતિ જોઇ "લ્યો આવી, તારે સારૂ અમે ત્રણે ચાતકની પેઠે વાટ જોઇએ છીએ."

"હજી તમારી મશ્કરીની ટેવ ન ગઇ. પણ શંકરલાલને ત્યાં પત્તો કશો જણાયો નથી, કુસુમને શોધ કરવા જવા દેવા રજા આપી છે. જેટલું ખર્ચ થાય તેટલાની પરવાનગી છે. વળી એમને શોધી લાવે એટલે ઘણું કરીને લગ્ન પણ તેમની સાથે કરી આપશે એમ નિર્ગુણકાકીએ ઇસારે જણાવ્યું હતું હવે ત્યારે તમે સ્નેહપુર તરફ શોધ કરો. કારણકે, થોડા વખત પર ત્યાંના કારભારી આપણી ન્યાતના દુર્જનલાલે એનાપર કાગળ લખ્યો હતો, પણ કુમુદાએ તેને દુઃખ લાગે તેવો જવાબ આપ્યો હતો. માણસે હલકામાં હલકા શત્રુને છેડવો નહી, કુવચન કહેવું નહી, શત્રુ, સર્પ, અને અગ્નિ એ નાનાં ન સમજવાં, પણ જે બનનાર હતું તે બન્યું માટે હવે તો તેને શોધી લાવવી. મારાથી અવાય તેમ હોત તો હું જરૂર આવત, પણ મદદ કરવાને બદલે ઉલટું તમારે મને જાળવવી પડે કેમ ખરૂં કે કુસુમચંદ્ર? કેમ બોલતા નથી? તમારી પ્રેમમુર્તિ ગઇ તેથી તમને મારાપર માઠું લાગ્યું હશે કે અમે ત્યાં હતાં છતાં લઇ જવા દીધી, પણ અમે તો સડક થઇ ગયાં હતાં અને આ દેખાવ એટલી ઝડપમાં બન્યો

હતો, કે આ ખરૂં છે કે સ્વપ્ન છે, તે પણ જાણ્યું નહી. એક હરામ-ખોરના મોંપર કાળો ડાઘ હતો, બીજું કશું સરત રહ્યું નથી."

"વિદ્યાભાભી તમારાપર ગુસ્સો મને કોઈ દીવસ હોય? એ સંભવીત પણ છે? તમે શું કરો? આનુ પરીણામ સારૂંજ આવવાનું. પણ પણ સ્નેહપુર આમને આમ જાઉ કે કંઇ ઠાકોરપર કાગળ લેતો જાઉ? મારા પીતાને વાત કહું?"

"ના, ના, તેમ કરવાની અગત્ય નથી. જેવી સાદી રીતે તપાસ થાય છે તેવી અધીકાર વડે થતી નથી. પૈસાનો છુટ ઉપયોગ કરવો એટલે તમે ફળીભુત થયા વિના રહેવાના નથી; પણ તમે હમણાંજ ન જશો, દસ અગીયારવાગે જમીને જજો. બપોરે ગામમાં જશો તો તમને કોઇ જોશે નહી, સૌ પોતપોતાના ઘરમાં હશે. હવે હું જાઉછું, ખબર મોકલજો, ને કાલે તો તરત પાછા આવજો."

"વારૂ તમારા કહ્યા પ્રમાણે કરીશ. આવજો. જવાનું તો ત્યારે હમણાં મુલતવી રહે છે. આજ તમારે ગુડફ્રાઇડેની રજા છે. માટે બેસો, પછી બપ્પોરેનો હું જઇશ; પાછો ક્યારે આવીશ તે નક્કી નથી, તો જે તમારી સંગતીનો લાભ મળ્યો તે લઇ લેવો."

"એમ શું બોલે છે! અમે બન્ને તારી સાથે આવીશું. ગમે તેટલું અમને નુકસાન થયું તો શું થઇ જશે? પણ તને એકલો જોખમમાં નહી જવાદઇએ." ભાસ્કરે કહ્યું—

"અરે એમ બનેજ નહી. હું એકલો છું અને તમને સાથે લઇ જાઉં અને આડુ અવળુ થાય, તો પછી વિદ્યા ભાભી જન્મસુધી મને દોષ દે, વળી હું તો કુમુદાને પામવા જીવ જોખમમાં નાંખું છું તમને શા માટે આફતમાં નાંખું?"

"વાહ! આ બોલ તને ઘટીત છે? બોલનારની જીભ ઝલાય? પણ અમે તો નિશ્ચય કર્યો છે. મારી વિદ્યા તે મારી છે પણ તેટલા માટે તું મને ઓછો વાહલો? શું વિદ્યા એકલીને માટે મીત્ર ધર્મ ભુલી જવાનો? તારો જવાબ તો એમજ બતાવે છે ત્યારે મારે શું સમજવું? જો અમે તારા ભરોંસાને લાયક ન હોઇએ તો કાંઇ નહી, પણ આટલી ફરજ બજાવ્યા પછી, તને સુખી થતો જોયા પછીજ અમે છુટા પડવાના. ત્યાં સુધી તો આ તન, મન, ને ધન, તારાજ કામમાં, તને સમર્પ્યાં." ઉંચો નીચો થતો, આવેશમાં આવી જતો, કાંઇક ઉંચે પણ માયાળુ સાદે ભાસ્કર બોલ્યો.

"અને હું પણ ભાષ્કરના બોલવાને મળતો છું. મારો પણ એજ અભિપ્રાય છે" કૃષ્ણલાલે કહ્યું.

આજે હું તમને મારાપર માઠું લગાડતા. પાછા શાન્ત થતા જોઉછું. મેં તો સહેજ કહ્યું પણ તમે ખરૂ ગણ્યુ, હાસ્યને સત્યમાં ગણ્યું. લ્યો ચાલો સારે મારી જોડે, પણ એક અડચણ છે તેથી તમને આવવા દેવાની મરજી નથી."

"તે શું છે? બોલી દે ઝટ કે અમે સાચુ જુઠું સમજીએ તો ખરા," " ભાષ્કરે કહ્યું.

હું એમ કહેવા માગુ છું કે જે દુષ્ટો કુમુદાને પકડીને લઇ ગયા છે તે કાંઈ ગાંડા નથી, અને બધી તપાસ રાખતા હશે, તો પછી આપણે ત્રણ એકદમ ગામમાં જઇએ કે એકદમ તેમનાકોઇને ખબર પડ્યા વગર રહે નહીં, અને જાણે તો આપણે હાથે કરીને જોખમમાં આવીએ અથવા તો આપણી શોધ નિષ્ફળ જાય, એનાંથી એક બને, માટે મને એકલાને જવા દેશો તો કશી અડચણ નથી, બધુંય કામ પાર ઉતરશે. કેમ ખરૂ કે નહી? તમારી મરજી એ મરજી, ખરૂ કારણ મે જણાવી દીધું, ધ્યાનમાં ઉતરે તે કરો."

"કુસુમ વાત તો ખરી કહે છે, પણ એને તને કશું જોખમ નડે તો પછી અમને શી ખબર પડે? વખત વીતિ ગયા પછી જાણ થાય ત્યારે પસ્તાઇએ, તે કરતાં તો આગળથી ઉપાય લઈ રાખવા સારા છે. મને એક યુક્તી સુઝે છે. કે અમે બરોબર સ્નેહપુરથી એક માઇલ છેટે ગામડામાં મહાદેવમાં રહીએ, અને તું જાય ત્યારે પછી જો જરૂર પડે તો અમને બોલાવી શકાય, નહી તો પણ અમને તારી ખબર પડે એટલે તરત તે પ્રમાણે પગલાં ભરાય."

"આપણે પણ તૈયાર છીએ. આ ભાષ્કર કહે છે તે ખરૂ છે. હવે કુસુમ, તારી વાત અમે માનનાર નથી." કૃષ્ણલાલે નિશ્ચયતાથી જવાબ આપ્યો. એટલામાં નોકર તરત બારણું ઉઘાડી અંદર આવી બોલ્યો, કુસુમભાઇ કોઈ માણસ કાગળ લઇ આવ્યું છે, તેને પુછ્યું કે કયાથી આવ્યા છો પણ તેણે તમારૂ નામ દીધું અને કહ્યું ઘણુંજ ખાનગી છે એમનેજ કહેવાનું છે. ઉપર બોલાવું સાહેબ?"

"તને કહેતાં પણ કેટલી વાર લાગે છે? જા ઝટ બોલાવ્ય વળી એમાં રજા શી લેવા આવવી હતી? કંટાળનો અધીરો બનતો કુસુમ બોલ્યો."

"પણ બાઇસાહેબ પૂછવું તો ખરૂં કેની ?"

"હવે જા જા ઝટ, ઉત્તર પછી આપજે, તેડી લાવ્ય એને અહીં." બારણું બંધ થતાં, "નક્કી આ કાગળ કુસુદાનોજ છે એમ લાગે છે નહી તો આટલું બધું છાનું શું ?

"અધીરા ના થાઓ આ આવ્યો માણસ." તરતજ માથે ફાળીયું વિંટાળેલું કાનમાં મોટી કડી ઘાલેલી, ટુંકું અંગરખું, સુરવાળ પહેરેલો, અને ભેટ બાંધી કમરપટામાં તલવાર લટકાવેલ એક માણસે અંદર દાખલ થઇ "કુસુમભાઇ ક્યાં ?" પુછતાં, કુસુમે આગળ આવી "હું તેજ, શું કામ છે તે કહે ?" એમ પુછયું.

"આ કાગળ તમારે માટે છે અને તમને કાંઇક ખાનગી કહેવાનું છે."

કુસુમે ચાકરને જવાની આજ્ઞા આપતાં, બોલો, અહીં હવે કોઇ પરભાર્યું નથી-પણ બધા મારા મિત્ર છે, તમારૂં નામ શું ?"

"મારૂં નામ ખુમાણ, પણ બાઇસાહેબ, મને કાગળ આપનારે એકલા કુસુમભાઇનેજ કાને વાત કરવી એવું કહ્યું હતું, પછી તમે જાણો મારે મારી ફરજ બજાવવી જોઇએ." ભાષ્કર કૃષ્ણલાલ સામું જોઇ રહ્યો.

"મોકલનારે માણસતો બરાબર સાવચેતી ભરેલું, અને વિશ્વાસપાત્ર મોકલ્યું છે, પણ બોલવાને કશી અડચણ નથી;" કુસુમે નિઃશંકપણે ઉત્તર આપ્યો.

"ઠીક ત્યારે, માફ કરજો બાઇસાહેબ, અમે ગામડીઆ રીતભાત ન જાણીએ તેથી જેવું હતું તેવું કહ્યું "કડવા બોલી મા ને મીઠા બોલા લોક" તે ભાઇ અમને ગોળે વીંટાળીને કહેતાં ન આવડે અહીં તો "એક ઘા ને કડકા બે," મનમાં આવે તે કહી દઇએ, ખરૂં બોલીએ અને ખરાનો આજ પેરો નથી આપણો."

"વારૂ હવે ત્યારે તારે કહેવાનું છે તે કહી દેને" અધીરો થતો કુસુમ બોલ્યો.

"સાહેબ, કુમુદાબા કુશળ છે તેની ફીકર રાખવી નહી. તમારે મારી સાથે આવવું એને ઇશ્વર કરશે તો સૌ સારાં વાનાં થશે. તેના હીતેચ્છી ત્યાં છે તેમણે તમને તેડાવ્યા છે, અને તાબડતોબ આવવાં કહ્યું છે. બીજાને વાત કરવાની ના કહી છે આ કાગળ આપ્યો છે."

કાગળ લેતાં, "બીજી કશી ખબર નથી કહેવી ? નામ ઠામ, કોણ મદદ કરે છે શી હકીકત છે તે નથી જણાવ્યું ?" કુસુમે પુછયું.

"મને જે કહ્યું હતું તે અક્ષરે અક્ષર કહ્યું વધારેની મને ખબર નથી તો તમને ક્યાંથી કહું."

"ઠીક પણ તું જમ્યો નહી હોઉ ? ગોવીંદ" ગોવીંદ આવતાં "જાવતાં "જા આને જમવાની સવડ કરી આપ અને બરાબર બરદાસ લેજ હોકે."

ગયા પછી 'ભાષ્કર, કાગળમાં શું લખ્યું છે?" ભાષ્કર પર કાગળ નાંખતાં લઈ વાંચ્યો.

**મ્હારા કુસુમ,**

"માફ કરજો. મારૂં અંતઃકરણ આ સંબોધન મારી પાસે પરાણે અપાવે છે, હૃદય તો અર્પણ કરી ચુકી છું. શું લખવું તેની ગમ નથી પડતી ? સંકટમાં સહાય થશો ? અંધારે પડેલા કુમુદને ખીલાવશો ? પ્રેમ જળ પીવરાવશો ? પણ આ પ્રશ્ન શા ? પ્રેમમાં દુઃખ વિસરી જવાય છે. હું એટલું કહું છું કે તમે મને આ અંધકાર ભરેલા કારાગૃહમાંથી છોડવો ? સ્નેહપુરના કીલ્લાના કેદખાનામાં છું એમ મને લાગે છે, માટે આપને યોગ્ય લાગે તે કરશો. મેં મારો અભિપ્રાય જણાવી દીધો છે તમારો મત મને અનુકૂળ ન હોય તો ક્ષમા આપશો, કોઈને જણાવશો નહી.–

[1] अस्मिन् द्वयं श्रीश्चसरस्वतीश्च ।

તેમ તમે તો કુલીન છો, વિદ્યાલંકૃત છો. તમારામાં બન્ને જોવામાં આવે છે.

શુ કહું ? તમારૂં વગણુ મારા તરફ છે એમ હૃદય સાક્ષી પુરે છે પણ કદાપી તેમ ન હોય તોય ઉપકારની, દયાની, સહાય કરવાની લાગણીથી, આપ મદદ કરશો ? કહ્યું છે કે,—

[2]**कस्माद्विन्दुरसो धिनोति जगती पीयूषगर्भैः करैः**
**कस्माद्वा जलधार यैष धरणीं धाराधरः सिञ्चति ।**

---

૧ અહી લક્ષ્મી અને વિદ્યા બે છે.

૨ અમૃતમય કિરણો વડે શા માટે ચંદ્ર જગતને આલ્હાદ પમાડે છે ? અથવા મેઘ પૃથવીપર પાણી કયમ રેડે છે ? સુર્ય પોતાની અવિચ્છિન્ન ગતિથી ત્રણ લોકને શું કામ આનંદ આપે છે ? કારણ સારા મનુષ્યોના મનનુ વલણ (નિસ્વાર્થ) લોકના ભલાને સારૂ છે.

**भ्रामं भ्राममयं चनन्दयाति वा कस्मात्रिलोकींरविः**
**साधूनांही परोपकारकरणे नोपाध्येपक्षंमनः ॥**

આવીજ રીતે સુજ્ઞ, સુશીળ, અને કુલીન મનુષ્યો નિસ્વાર્થે બીજાનાં કાર્યો કરે છે તો મારૂ આટલું કામ જરૂર કરશો. આપને સાધન જોઈતાં હોય તો લેજો. મારા પિતાને ઘટીત હોય તો ખબર કરશો. પણ તેમને વાત ચોળા ચોળ ન કરે એમ કહેજો નહીતો મને હરાગી લોક અહીંથી બીજે લઇ જશે.

પત્ર બીજે લખ્યો હોત, પણ અનીવાર્ય સ્નેહની પ્રેરી હું મારા હૃદયની આજ્ઞાથી તમનેજ લખું છું. લખતાં ચીત સંતુષ્ઠ થાય છે તેથી અભીષ્ટ પ્રાપ્ત થશે એમ નક્કી માનુંછું. પણ તમને જોખમ ન આવે તેમ કરજો. નહી તો ભલે આ કુમુદ્દા અહીંજ રહે, તે તેનું ભરી પીશે, દરકાર ન રાખશો. ભય ભરેલું હોય તો મારા પિતાજીને જાહેર કરજો. જોખમથી દૂર રહીને મને બચાવવા પ્રયત્ન કરજો એજ આ રંકની વીનંતી છે. ઘણું કરીને તો તે લોકો મને અહીંથી બીજે લઇ જવા નથી માગતા પણ તેમ થશે તો બનતી યુકતીએ જણાવીશ. હાલમાં તો કલકત્તાના બ્લેક હોલમાં ગોંધાયલી છું. દશાનું વર્ણન કરી તમને ચીંતામાં નાખવા એ ઠીક નહી. રાત્રી દીવસનુ પણ ભાન નથી. કેવી ભાગ્યચાળી! અંધારામાં માત્ર આપની છબીથી અજવાળું થાય છે. અને તેજ માત્ર દેખી શકું છું.

માફ કરજો મારાથી ગાંડુ ગાંડુ લખી જવાય છે પણ પ્રેમનો પ્રવાહ ન્યારો છે.

[1]Stsne walls do not prison make.
Not iron bars a cage.

શરીર આંહી છે પણ મન તમારી પાસે છે- તમને દુર છતાં અત્ર પ્રત્યક્ષ દેખું છું. ઉંઘ તો ક્યાંથીજ આવે.

[2]Where care lodges sleep will never lie.

એ દશા પરથી મારી દશા કલ્પજો. બધુ છતાં તમારી ખાસ સંભાળ રાખજો હું જાણું છું કે.—

---

૧ પથ્થરની દીવાલો કેદખાનું નથી થતી, નહી કે લોહના સળીયા પાંજરા રૂપ છે.

૨ જ્યાં ચિંતાં છે ત્યાં ઉંઘ આવેજ નહી.

१धनुः पौष्पं मौर्वी मधुकरमायी चंचलदृशां
दृशांकोणो बाणः सुहृदपि जडात्मा हिमकरः
स्वयंचैको ऽनंगः सकलभुवनं व्याकुलयति
क्रियासिद्धिः सत्वेभवति महतानोपकरणे ॥

જેમ જુવોને, મને પણ પીડી, વ્યાકુળ કરી રહ્યો છે.

માટે પ્રાણનાથ સત્વર પધારો. પાછું એનું એ પ્રેમીનાં ચીત્ત ભ્રમીત થઇ જાય છે માટે માફ કરશો, સત્વર દુખમાંથી છોડાવશો, કામ સંભાળથી છાનું કરશો.

લી.

હમેશને માટે તમારી (ધારો તો)

દાસી

કુમુદાગૌરી.

પત્ર વંચાઇ રહ્યો. કૃષ્ણલાલ બોલી ઉઠયો, "કુસુમ તને વિજય ઇચ્છીએ છીએ. આ જલું ફળદાયક હો. તમારા બેયના મનોભાવ એકજ છે, વળી એના માબાપની પણ મરજી છે શું બાકી? બસ મારો તો હર્ષ સમાતો નથી, વિવાહ, જમવાનું, કુસુમ, કુમુદા ઇત્યાદીની ખુશી. મારાથી જોવાશે, હમણાંજ બેન્ડ છટકી જશે."

"અરે સાંભળ તો ખરો, હજી તો આને છોડાવવાની છે."

"એતો છોડવી લાવ્યોને એમાં વારશી? એતો એક પળનું કામ છે." કાન્તાના સમાચાર સાંભળતાં સુરપાળને જે વિકાર થઇ આવ્યો હતો, તે કુસુમને આ કાગળથી થયો. બળ ગમે તેમ કરીને તને છોડવું?"? શું તને ન ચહાય એવો તે કોઇ આરસના કાળજાનો હશે? તને જોતાં કોને પ્રીતિ ના ઉપજે? તું તો મારી બીજી ઉર્વશી છે. તારે કાજે બધુ જાય તો શી અડચણ છે?—બસ હમણાંને હમણાં આવું છું ખાવાની પણ દરકાર નથી." ટોપી માથે મુકી પીસ્તોલ લઇ બહાર જતાં કુસુમને બાષ્કરે કાંડુ પકડી અંદર ખેંચ્યો.

---

૧ ધનુષ્ય પુષ્પનું છે, પણ ભ્રમરની સ્ત્રીનાં નેત્રના ખુણા બાણ છે, મીત્ર જડાત્મા ચંદ્ર છે, પોતે અંગરહીત છે તોપણ બધા જગતને વ્યાકુળ કરે છે માટે મોટા અનીતો તત્વમાંજ કાર્યની સિદ્ધિ તે નહી કે સાધનમાં.

"કેમ કાંઇ ડગળી ખશી કે શું? તેણે તો છાનું કરવાનું કહ્યું છે અને તું તો સ્નેહપુર જતાં સુધીમાં સત્તર જણાને જણાવી દેશે, જે પુછશે તેને કહી દેશે. અહીં જમીલે. કદાપી કોઇની જોડે વઢવું પડ્યું તો ભુખે પેટે શું વઢી શકાશે? વળી બીજી વાત છે. તારે આ માણુસ આવ્યો છે તે લઇ જાય ત્યાં જવું, ત્યાં તેણીના ભલુ ઇચ્છનાર છે તેને મળવું, તેના વિચારને અનુસરવું, બતાવે તે રસ્તો ગૃહણ કરવો, આમ ઉન્મત્ત થતું નહી, નહી તો મને જવાદે."

"નાના તેવું કાંઇ નથી. લે આ ડાહ્યો થઇને બેઠો, કાં પરણતાં ડાહ્યો થઇ શકે અત્યારે છું, શબ્દે શબ્દ સાંભળું છું; ત્યારે હવે તમારે આવવાની કશી અગત્ય જણાતી નથી, તમો આવશો તોપણ એજ છે અને નહી હોતો પણ એજ છે, હવે કાંઇ ભય ભરેલું જણાતું નથી." એટલામાં બારણું ઉઘાડી ખુમાણ અંદર આવી અને કહેવા લાગ્યો "ભાઇ સાહેબ એક વાત ભુલી ગયો તમારો કાળો ઝભો હોયતો જરૂર લેજો."

"હયો આ પણ એક વધારે સુચના, તે પરથી જણાય છે કે બહુ સાવચેતીથી કામ લેવાનું છે અને આ કાળો ડ્રેસ તો છુપુ કામ કરવું છે, એમ બતાવી આપે છે કેમ કૃષ્ણલાલ?" ભાસ્કરે પુછ્યું.

"હાસ્તો વળી ત્યારે તું કાળો જામો કયો લઇ જશે."

"કયગ વળી, મને હમણાંજ મળેલો છે તે. હવે તો ઘણાય થયા છે એટલા, એક બે ત્રણને પુરા પડે તેટલા" કુસુમે કહ્યું.

પણ જો શું કહું છું ! વારે ઘડીએ કહેવું પડે નહી પણ ઉતાવળો ન થઇશ, ગંભીરતા પકડજે. કુમુદ તારામાં સંપૂર્ણપણું જુવે છે તો તેને તે બતાવી આપવામાં તારો ધર્મ છે. તું જાણતોજ હશે કે [1]They stumble; that run fast તેમ તું પણ ઉતાવળ કરીશ તો અથડાઇ પડીશ. જે કામ ધીમે થાય છે તે ઉતાવળથી નથી થતું. [2]slow & steady wins the race બસ ત્યારે સમજ્યો? વધારે નથી કહેતો. લુગડાં ઉતારી જમી લઇ તૈયારી કર અમે તારી સાથે નહી આવીએ હવે તને ભાવતું હતું ને વૈધ કહ્યું એવું થયું ઠીક કે નહી ?"

"ઠીક ત્યારે તમારી મરજી પ્રમાણે કરું છું."

---

૧ જે ઉતાવળા દોડે તે ઠોકર ખાય.
ધીમોને ધીટ શરત જીતે છે.

"લે ત્યારે અમે રજા લઇએ છીએ પણ તું ગાંડો ન થતો.'ને સાવચેતી રાખજે, સંભાળજે."

"સારૂ આવજો કાલે સવારમાં ખબર કાઢજો."

"ઠીક."

"ચાલ જીવ ત્યારે હું પણ જમી આવેલા માણસ જોડે રવાને થઇ જાઉં, ઇશ્વરે હજી સુધી તો ફત્તેહ કરી છે. આ કાગળ પણ ઠીક આવ્યો. અચાનક લાભ. ભાગ્ય દશા મારી તરફેણમાં હોય એમ લાગે છે. કુસુદા, પ્રેમાલ કુસુદા, ચતુર કુસુદા, મારી પીયુષ. મારા ગુલાબ, મારા સર્વસ્વ, આહા ! શું તને આ અંગ ભેટશે? ખરે આજજ જન્મારો સફળ થશે. બસ ઇશ્વર જો આ નિર્વિઘ્ને પાર ઉતરે તો મારા જેવું એકે ભાગ્યશાળી જોડું બીજું જણાય નહી. સર્વ વાતે સુખી. નીપ ભણેલી, ડાહી, સુરૂપા, સ્નેહવાળી અને સુશીલા, આથી શું બાકી? આ તો [1]तुष्टे विष्टपहारिणीष्टदहरौ संप्राप्य ते देहिना માટે હાલ. વિચાર મૂકી કાર્યમાં પ્રવૃત્ત થાઉં.

---

## પ્રકરણ ૧૯ મું.

સૌ ગયાં માળણ ખાવાનું લાવી તે ખાધું. પછી કુસુદા ટેબલપર પડી. મનમાં છાનો હર્ષ ઉભરાતો હતો. "કુસુમ આવશે ? આવ્યા વિના નહી જ રહે. મારાપર સ્નેહ તો છે, કોણ જાણે ? પણ આવા ડાહ્યા થઇને મારો પરિત્યાગ કરે ? ના બને જ નહી. બીજો કશો વાંધો નથી. હોય તો તમના મીત્રોથી વાત છાની રહે ? અને તેમ વિદ્યા કે કમળા ખબર ન આપે શું ? વારે નહી ? પણ ઇશ્વર કોઇ દીવસ ખોટું કરતો જ નથી. અવળે મારગે દોરતો નથી, માણુસ હાથે કરીને દોરાય છે, ભોળવાય છે, ને ખત્તા ખાય છે. પણ ત્યારે ધારો કુસુમ મને ચહાય છે તો પછી પીતાજી કબુલ કરશે ? લગ્નની સંમતિ આપશે ? ના, ના, એ ના કહે તેવા તો છે જ નહી, પછી દેવ વાંકો હોય તો કોઇ શું કરે ? બસ ત્યારે કુસુમ ન મળે તો કુંવારાંજ રહેવું એ દૃઢ નિશ્ચય પણ અન્યને ન પરણવો, હૃદય એક તરફ અને શરીર બીજી તરફ. મનના પતિને સ્મરણમાંથી છોડી ના શકાય, તેમ શરીરના પતિથી સ્નેહ ન થાય,

---

૧ આતો ઇશ્વર પ્રસન્ન થયા હોય ત્યારેજ મળે.

ત્યારે બેય ધર્મથી ભ્રષ્ટ; તેના કરતાં કુંવારાં રહી એક જ વ્રત ધારી એક જાતનું દુખ ભોગવવું. નહી, મારો પ્રેમ તો સજ્જડ, શરીરની સાથેજ જવાનો" બોલતાં વિચારમાં ગરક થાયછે.

કેવો દ્દ્ઢ, કેવો સ્વચ્છ, ચળકતો, સુંદર, એક સ્રીનો પ્યાર. ઘણા કવીઓ તેને ભલે ચલીત, કે થોડો વખત રહેનારો ગણાવે, ભલે તેમનાં કાવ્યોમાં આવાં ચીત્રો ચીતરે પણ પ્રેમ એ શબ્દોનો અર્થ સમજવામાંજ તેમની ભુલછે. એક નખરાં બાજનો પ્યાર, ચંદ્રની કળાના જેવો એકવાર સંપૂર્ણ, પછી અર્ધ, પછી અળાયા જેવો અને છેવટે અસ્ત થતો ગણાય તે શું પ્રેમ કહેવાય? નહી નહી, પવિત્ર, નિખાલસ, નિસ્વાર્થી, હૃદયમાં સ્વેચ્છાએ પ્રેરેલ જે ભાવ ઉદય થાય તેજ પ્રેમ, અને તેજ સુર્યના તેજની પેઠે ઉગતાં અને આથમતાં ( રક્ત ) એક રંગી રહે. પ્રેમ શબ્દ કસુંબાના રંગમાં લખવા લાયક નથી, તે તો મજીના જેવો પાકો છે. ધીમો પણ વખતે જોરા વાર્યો તે સ્થીર અને એક જ સ્થળે રહેવા વાળો છે. પ્રેમની ઇશ્વરી બક્ષીશ આમ નિંદવી ન જોઇએ. એક ખરી સ્રીનો પ્રેમ કોઇ દીવસ ધીમો પડતો નથી. પ્રેમ તેને બધાં દુખ સહેતાં અરે નહી, વિપદ સામે ધૈર્યથી બાથ ભીડવા હીમત આપે છે પ્રેમની ખાતર સઘળું સહે છે. ગમે તે થાય પણ પ્રેમ મુકતીનથી. ઇંદ્રીય સુખથીઆ સુખ તદન જુદુંજ છે. તેના આગળ બધી વસ્તુ ઝાંખી પડે છે. ખરે પ્રેમને ઇશ્વરનું રૂપ કહેવામાં કશું ખોટું નથી.

આવોજ દ્દ્ઢ, ભકિતવાન, નીતિમાન, ચોખો, નિસ્વાર્થી સ્નિગ્ધ, આ પ્રમદાનો પ્રેમ હતો. જે થાય તે ખરૂ પણ પ્રેમના નાદ પ્રમાણે વર્તવા તે તૈયાર હતી. તેની રગે રગે પ્રેમે વાસ કર્યો હતો.

થોડી વારમાં ઝબકી જાગી હોય તેમ "અરે આ શું? પાછી એમનામાં લુબ્ધ થઇ? એના એ યાદ આવે છે. વહાલા કુસુમ, તમે કયાં જાણો છો કે તમારી છબી મનથી કરી યોગી જેમ ઇશ્વરનું ;તેમ હું તમારૂ નામ જપ્યા કરૂંછું. ખરે કાગળ પહોંચ્યો હશે? એમાં વાર શી? પણ ચંદનગૌરીએ તો બેનથી પણ અધીક ગરજ આજે સારી છે. એના જેવી જગતમાં થોડી હશે. નહીતો મારે ને એને શું એટલું? એની આકૃતિ મનોહર છે, રમ્ય લાગેછે, મન આતું સુન્દીર છે, છતાં દુરજનલાલને એ શો કુછંદ લાગ્યો હશે? જેમ એ સુધારવા ઇન્તેજાર છે તેમ મારે પણ બનતી મદદ કરી એના વરને સુધારવો. પણ હમણાં તો બોલવુંજ નહી "મૌને અધો અર્થ સાધવો." એ પ્રમાણે ચાલી અહીથી

છુટી થયા પછી તદબીર રચવી. કુસુમનો, ભાષ્કરનો, કૃષ્ણલાલનો સ-માગમ કરાવવો. વિદ્યાને અને કમળાને કહેવું કે પોતાના પતિઓને વિ-નવે અને હું પણ મારા કુસુમને કહીશ ને જેમ બનશે તેમ મારી વ-હાલી સખી ચંદનનું પ્રીય કરાવીશ. ચાલ એ બધું થઇ રહેશે પણ આ ગવન કાઢી જુનું પહેરી બેસું, આવવાનો વખત થયો છે.

બાલી બેસવા જાય છે કે તરતજ બારણાની સાંકળ ખખડી કમા-ડ ઉઘડ્યાં અને દુર્જનલાલ અંદર દાખલ થયો. તેનો વેશ આ વખતે ભભકદાર હતો. સફેદ વસ્ત્રે અલંકૃત આ પાઘડીમાં લટકતા તોરા સાથે સુન્દર લાગતો હતો. અત્તરનો મગમગાટ થઇ રહયો હતો અને હાથમાં એક કુસુમ ગુચ્છ ઝાલેલો હતો. તેને અંદર આવતો જોઇ ભડકી હોય તેવો ઢોંગ કરી કુમુદા આઘા ખુણામાં અવળી ફરી ઉભી રહી.

“કુમુદા, કુમુદા, તારે માટે આટલો શ્રમ કર્યો અને તું બોલતી પણ પણ નથી !” નરમ વચનો બોલતો બોલતો ઢુંકડો જવા લાગ્યો.

“એટલે રેહેજો, મારાથી થાય તેવું નથી.” લજ્જીત થતી હોય તેમ શરીર સંકોરતી, સામી ફરતી, નીચુ જોતી, કુમુદાએ જવાબ આપ્યો.

શસ્ત્રનો પ્રહાર થયો હોય, એકદમ વચ્ચે ભિંત ઉભી થઇ હોય તેમ તે ઘડીક ખમચ્યો, દીગ્મુઢ બન્યો, પણ તરત સાવધ થઈ બોલ્યો “કાંઇ ફીકર નહી, પણ હવે તમે કહો મારા વિશે તમારો શો મત છે ?”

જાણુતી હોવા છતાં, અજાણ્યાનો ઢોંગ કરી પુછતાં પવિત્ર અં-તઃકરણવાળી કુમુદાને કંટાળો ઉપજતો હોય તેમ સહેજ તે કંપી અને જેવું ‘નરો વા કુંજરો વા’ કહેતા યુધિષ્ઠિરને થયું હતું, તેવી દશા અ-નુભવી. છુટકોજ નથી એમ જાણી સામાને મોઢે જવાબ કઢાવવો એ નિ-શ્ચય કરી પુછ્યું “મને અહી કોણ લાવ્યું ? તમારે શુ કામ છે ? તમે અહી કયાંથી ? હું કયાંછું ? મારૂં ભવિષ્યમાં શું થવાનું છે !”

સવાલોને લીધે ધીરજ આવતી હોય તેમ પોતાને નિર્દોષ ઠરાવવા અવસર છે એ સમજતાં હલવે રહી દુર્જનલાલ બોલ્યો “હૃદયવલ્લભા તને અહીં કોણ તેડી લાવ્યું ? તેડી લાવનાર માણસ મહા દુષ્ટ ક્રૂર, કૃતાઘ્ન છે.”

“હા, હા, તે તો હું પણ જાણું છું, પણ નામ શું ?” પોતાને હસવું આવશે એવું લાગવાથી વચ્ચે બોલી ઉઠી. લજ્જાથી મુખ ચંદ્ર સંતાડી દીધો.

"ઇશ્વર કરે તે મરે નામ દેવા વખત ન આવે, હું લુણહરામી ચાહછું. પણ મારા અંતઃકરણમાં બહુ ખેદ થાય છે. તમેજ જાણતાં હશો કે ચાકરે સ્વામીની નઠારી યા સારી જે કહે તે સેવા બજાવવી જોઇએ, ત્યારે નામ દેતાં કમકમાટી ઉપજે છે પણ કહો કુમુદા કે તમે કોઇને કહેશો નહી ત્યારે નામ જણાવું."

નીચે મુખે હસવું ખાળી રાખવા મહા પ્રયત્ન કરતી કુમુદા હળવે રહી કહેવા લાગી, "દુર્જનલાલ, તમે જાણો છો કે હું ખોટું કામ કોઇ દીવસ કરનારી નથી, તેમ મને કોઇને ફસાવવાનું શું પ્રયોજન છે? હું તો માત્ર અહીંથી છુટી એટલે બસ, અહીની વાત અહીંજ દાટી દેવાની. માટે મારી પાસે છુપું રાખવામાં કાંઈ સાર નથી. તમે નહી કહો તો કોઇક પણ કહેશે અને ભેદ તો કળાઈ જવાનોજ; ત્યારે તમો આવેના પણ મારા સગા ન કહો, ન છોડવો, ત્યારે કોણ વારે ધાય?"

"અને તેટલા જ માટે અહીં હું આવ્યો છું. લ્યો ત્યારે ન ચાલે કહી દઉ છું, ઇશ્વર ક્ષમા કરે. તમને ઉચકાવી લવડાવનાર સ્નેહપુરનો ઠાકોર અને મારો અન્નદાતા છે. પણ ફીકર નહી તે ગમે એટલો બળવાન છે તોપણ તેના શા ભાર છે? તમારા પ્રતિ મારા પ્રેમને માટે હું બધુય ખમીશ. અરે પૈશો, હુકમ જરા પણ વાહલાં નહીં ગણું, એ અધાયને જોખમે મારૂં પ્રીય કરીશ."

"મેં આટલા બધા ગુણ તમારામાં નહોતા જાણ્યા, ખરી વાત છે કે સોનું જુઓ ઘસી ને માણસ જુઓ વશી, તેમ તમે જે કાગળ લખેલો તે ભાષા અને આજ બોલો છો તેમાં આભ જમીનનો ફરક છે. હું શું જાણું કે તમે સર્વગુણાલંકૃત હશો ખરી વાત છે કે [1]Many a flower is born to blush unseen તમારે મારે પણ તેમ જ થયું છે. પણ ત્યારે તમે મને શી રીતે છુટી કરવા માગો છો?" સ્વાંગપુરે પુરો બજાવતી કુમુદાએ પુછ્યું.

"તેની તમારે કશી ફીકર રાખવી નહી. જેવી રીતે હું અહીં આવ્યો તેની રીતે બહાર પણ જઇ શકું છું એટલે તમને છુટાં કરવાની કશી અડચણ નથી. ઠાકોર જાણશે તો ગુસ્સે થશે પણ તેની મને દરકાર નથી. તમે મળ્યાં, તમારી પ્રીતિ સંપાદન થઇ, એટલે મને આખા જગતનું રાજ્ય મળ્યુ એમ હું સમજીશ." ખુશ થતો દુર્જનલાલ બોલ્યો.

---

૧ ઘણાં પુષ્પો અપ્રસિદ્ધિમાં કરમાઇ જાય છે.

"પણ તમે બોલો છો તેમાં મને સમજણુ નથી પડતી. મુને ગુંચવાડા ભરેલું બધું લાગે છે. તમે પરણેલા છો. તમે મારી પ્રીતી શી રીતે સંપાદન કરવા માગો છો ? આપણી ન્યાતમાં એક પર બીજી થતી નથી, તો પછી સ્ત્રી જીવતાં તમે મને શી રીતે પરણવાના હતા ? અને તેમ નહી તો મારાથી તમારા પ્રેમનો બદલો બીજી કશી રીતે આપી ન શકાય. મારૂ મન ના કહે છે અને એવું કૃત્ય કરતાં પહેલાં મરણુ સારૂં. માટે જો આવું હોય તો મારે છુટાં નથી થવું 'ઓલામાંથી નીકળી ચુલામાં' હાકોરના સપાટામાંથી બચી તમારે આધિન થવું. ના ના, મને અહીં જ શરીર ત્યાગ કરવા દો. અરે તે પહેલાં શા શા બનાવો બને છે તે તમે પણુ જોશો. હું એમ છેક પક્ષ વગરની થઇગઇ કે મારી પાસે નીચ કબુલતો કરાવો છો ? અરે બધુ પતળી ગયું તો શું થઇ ગયું ? મારૂં શરીર તો મારૂ જ છે, એની હું મુખત્યાર છુ તો પછી કોઇથી ડરવું શા માટે ? બસ નહી દુર્જનલાલ મને છોડો જે બનવાનું હોય તે બને પણુ નીચ ખસયતને તાબે મારાથી નહી થવાય. દુનીઆમાં આપણે જીવીએ શાને માટે છીએ ? આબરૂને માટે. બાથોડીયાં શાને માટે ભરીએ છીએ ? નાતવરા, ગામતેડાં શા માટે કરીએ છીએ ? પરોપકાર, દયા, સત્ય એવા અઘરા અને જાનગરા નિયમો શા માટે પાળીએ છીએ ? કિર્તી માટે. અને તે કિર્તી, આટલાં જોખમે મળતી કિર્તીને જીંદગીમાં દશબાર વર્ષ વધારે જીવવા મળે, અગર થોડું સુખ મળે માટે ખોવી ? આવું ખરાબ કામ કરવું ? સુખ શેનુ ? બુરૂ કામ કરનારને કયે દાહાડે સુખ મળે છે વારૂ શું તેના હૃદયમાં કારિ ઘા નથી વાગતા ? તેના અંતઃકરણમાં કોઇ અદૃસ્યમ અવાજ કહે છે કે તેં નઠરૂ કામ કર્યું છે, તું સુખી થવા યોગ્ય નથી, તને ઇશ્વર સાનિધ્ય થવાનો હુકમ નથી, તારૂ મન પાપથી ભરેલું છે, તને ઇશ્વિરે તજી દીધેલો છે. શું આ બધુ મર્મ ભેદક નથી ? ભલે હજારો સુખ હોય પણ પાપી હૃદયવાળાને દુખ છે અને ભર દુખમાં સ્વચ્છ અંતઃકરણવાળો નિરાંતે ઉંઘશે" બોલતાં કુમુદાનું લોહી તપી આવ્યું. માથુ સહેજ ફરવા લાગ્યુ અને પોતે ક્યાં છે, તે ભુલી જઇ જાણે પોતાના પિતાના ઘરમાં સ્વતંત્ર હોય, અને ત્યાં કોઈ આવુ અપમાન આપતો હોય, અને તેનો બદલો આપતી હોય, તેવી આ અત્યારે મદીરા પી દૈત્યનો નાશ કરનારી ભવાની હોય નહી, એવી ઉગ્ર દેખાવા લાગી.

કઠોર અંતઃકરણ વાળો, દુષ્ટ દુર્જનલાલ પણ ઘડીક શાન્ત થયો.

આવા આકરા શબ્દોએ તેનાપર પણ ક્ષણ એક પોતાની બેસાડી. શું બોલવું તે તેને સુઝયું નહી. બાજી હાથમાંથી જતી લાગી, પણ પાછો વિચાર કરી જરા સાવચેત થઇ તેણે ઉત્તર આપ્યો. " કુમુદા તમે એકદમ હદપાર ગયાં, મારી વાતે પુરી નથી સાંભળી. હું તમને ખોટે માર્ગે દોરવા ઇચ્છતો નથી. તમને કદાચ ખબર નહી હોય પણ મારી સ્ત્રી કાલે રાત્રે મરણ પામી છે તેથી તમને મારી ધર્મપત્ની સુખ દુઃખની ભગી. એણુ કરવા હું અહીં આવ્યો છું. તમને ખોટે માર્ગે દોરૂ તેના કરતાં ઇશ્વર પહેલાં જ મારા મસ્તકપર વિજળી પાડી તેના સહસ્ત્ર કડકા કરે તે શ્રેષ્ટ. તમારે મોઢે તમારો પ્રતિ ઉત્તર સાંભળવા અહીં આવવા હામ બીડી છે માટે 'સત્ય હતું તે મેં તમને કહી દીધું. તમારાપર મારી પ્રીતી છે તે કહેતું મીથ્યા છે. કહેવા કરતાં કરી બતાવું એ હજાર દરજ્જે સારૂ છે. જો તમારી લાગણી દુઃખાણી ન હોય તોપણ મારી તરફ નજર કરો. તમે ના કહેશો તો મારી જીંદગીનો અંત આણીશ, પણ તમારા વિના જીવાશે નહી માટે મારાપર રહેમ કરો, ધ્યાન લાવો. તરસ્યાને પાણી પાવું એ તમારો ધર્મ તે ભુલો નહી, આનો જીવ ઉગરે છે અને ધર્મ સચવાય છે. ઘુંટણીએ પડતો, હાથ જોડતો, નમ્ર થતો દુર્જનલાલ બોલ્યો."

વાત વધતી જોઇ ઝઝીવાર મુલાકાત લંબાવાવામાં સાર નથી, વખતે કંઇનું કંઇ બોલાઇ જશે તો વાંકુમ પડશે એમ ધારી, કુમુદાએ કહ્યું. "દુર્જનલાલ, આ ધટીત નથી, તમે મને નમો તે ઠીક નહી, આવી સ્થીતી ઘંટ તો મને, પણ ઇશ્વર શિવાય બીજા કોઇને નમતું નહીં. માટે ઉભા થાઓ, અને જે કહેવાનું હોય તે કહો."

"નહીં નહીં જ્યાં સુધી મારી અરજનો સ્વીકાર નથી થયો ત્યાં સુધી હું ઉઠવાનો નથી. મરણ પણ આવી અવસ્થામાં પ્રીય લાગે. તમે ઇશ્વરભજ છોને. ઇશ્વર શું છે? સર્વ ગુણ સંપન્ન છે. તમે ત્યારે તેવાં ક્યાં નથી? આ તરસતા ચાતકને એક પ્રેમરૂપી પાણીનો છાંટો આપો, હું ધારૂં છું ના નહી કહો."

"હ્યો ચાલો ચાલો ત્રણ દીવસ જવાદો પછી તમારી મરજી માફક સહુ થઇ રહેશે. કંઇક એવી ગોઠવણ કરજો કે ઠાકોર મને મળવા ન આવે, કારણ કે તેથી પરીણામ સારૂ નહી આવે." આઘી ખસતી, સજ્જ થતી, કુમુદાએ કહ્યું.

"બસ હવે હું સુખી થયો. હવે જીવમાં જીવ આવ્યો. અરે એ ઠાકોરના શા ભાર છે? ગમે તેમ કરીને તમને છોડાવીશ. ત્યારે હું આજથી ચોથે દહાડે આજ વખતે અહીં આવીશ."

"હા હા ત્યારે પછી કેમ કરવું તેનો બધો વિચાર થઇ રહેશે પણ હમણાં મને એકલી રહેવા ઘો. મારા મનમાં એક પછી એક વિચાર આવે છે તેથી મને ભાન નથી રહેતું"

જવાની તૈયારી કરતાં દુર્જનલાલે પૂછ્યું "ખાવા પીવાનો બંદોબસ્ત છે કે નહી? દુખતો ચાર દીવસ વેઠવું પડશે પણ પછી ઇશ્વર સારૂ કરશે કહોતો હમણાંજ છોડાવી દઉં."

"ના ના એટલી ઉતાવળ કરવાની શી અગસ છે? હવે મને ટેકો મળ્યો છે તો દુઃખ વિસારે પડશે, અને તરત સુખી થવાની છું એટલે વખત વહી જશે."

"લ્યો ત્યારે હું જાઉં છું ઇશ્વર તમને સુખી રાખે."

"તમને પણ જવા ન દેત પણ જવુંજ જોઇએ આવજો." બારણું બંધ થતાં ગયો એમ ધારી, "ચાલ જીવ હવે એક પીડા તો પતાવી. અકારો મેળાપ તો કરી લીધો. વેશ બરાબર બજવાયો એટલુંજ ઠીકજ થયું નહી તો બધી વાત મારી જાત અને કાંતી પીંજી કપાસ થઇ જાત ઇશ્વર છે ને! જુઓ તો ખરા એને જુઠુ બોલતાં ઢોંગ કરતાં, જરા પણ શરમ આવે છે? એમનાં અંતઃકરણમાં શું લાગણી નહી થતી હોય? અરે ભૂલી. દુષ્ટોને અંતઃકરણજ ક્યાં હોય છે અને હોય તો પથ્થર જેવાં, પહેલાં લાગણી થાય પછી જેમ લોહ કાપવાની છીણી બુઠ્ઠી થઇ જાય છે, તેમ આમનાં પણ હૃદયો બુઠ્ઠાં, લાગણી વગરનાં, થઇ જાયછે, અને બે ત્રણ અપરાધ કર્યા એટલે અપરાધ ને ધંધો માને છે, પાપ ગણતા નથી."

"પણ આ દુષ્ટ કર્મો કરનારને ઇશ્વર કયમ સુખ વૈભવ આપે છે? અરે શેનું સુખ? આગ લ્હિડો એ સુખમાં પાસુ વાળીને સુવાનો તો વખત નહી. ખરાબ કામ કરનારને કેટલી સાવચેતી લેવી પડે છે? મારા જેવી-નું તો હૃદય કલ્પનાપણ ન કરી શકે. હમેશ પકડાવાની ધાસ્તિમાં, પોગળ ફુટી જવાની ડગલે ડગલે દહેશત, ઘડીમાં હલકામાં હલકા માણુ-સની ખુશામત કરવી પડે. આવું જતાં પણ તેમની કમાણીમાં કશો સાર હોતો નથી *ill got ill got ill spent એ પ્રમાણે જેમ

* ખોટે માર્ગે આવ્યું તેવેજ માર્ગે ગયું.

આવ્યું તેમ વ્યય થાય છે. હરામખોરી કરી મેળવવેલ વસ્તુ ઝાઝો વખત ટકતી નથી. આ દુર્જનલાલની પણ એવીજ સ્થિતી છે અત્યારે શું

धारे छे? बस तो एने आधीनज थई गएली जुवे छे. केवो मुर्ख? साधारण अक्कलनो माणुस पण समजे के जे स्त्री प्रथमथी एकने धीक्कारे तेने कल्पांते पण परणवा उभी थाय? नहीज. पण जे एटली दीर्घ दृष्टि होय तो पछी एमनां कावतरां शी रीते उघाडां पडे ? एमने शासन शी रीते थाय? अने तेम न थाय तो इश्वर न्यायी क्यांथी कहेवाय ? माटे ए करे छे ते योग्य छे एमां भुल काढवा जेवुं छे ज नही हे दुष्ट तुं जाणतो नथी के तारा बे हाथ छे अने इश्वरना अगणीत हाथ छे. तुं एक द्वार बंध करे ते बीजु खुल्लु मुके. पण माणुस अहंकारने वश थइ बधुंय भुले छे ए अहंकारे केटलाकने खुवार कर्या, करे छे, अने करशे, रावण, करण, दुर्योधन इत्यादि एनाज भोग थया. हुं नमु नही. मारो मत खरो, ए हुंपदे केटलानां सुखो खोवराव्यां छे? धणी धणीआणी वच्चे, मीत्र मीत्र वच्चे, ए कलेहनुं कारण थइ पडे छे माटे दरेक माणुसे अहंकारथी दुर रहेवुं. पण हवे नवराश आवी छे तो पेलो ओरडो तपासुं तो खरी. कांइ पण नीकळी आवे तो गम्मत थाय." बारणे सांकल दइ अंदरना ओरडानुं द्वार उघाडयुं पोते प्रवेश करी चारे तरफ बारीकीथी जोवा मांडयुं. बपोर थवा आव्या हता तेथी प्रकाश थोडो थोडो ओरडामां पडतो हतो तेने लीधे शोध करवानुं ठीक फाव्युं. भिंतोनी आसपास चारे खुणामां जोतां कशुंय जणायुं नही मात्र एक हुकानी दीस्ली पडी रहेली दीठी. ते लइ तपासतां ते चांदीनी होय एम लाग्युं पण वखत जवाने लीधे अने कचरो जामवाने लीधे काळी देखाती हती. त्यां आगळ तपास करतां एक भींतमां संच दीठो तो तरत ते ढांकणाने दुर करी हाथ घालवा विचार कर्यो. जरा चमकी उभी रही वखते जनावर होय अने करडे तो? तरत उपज्यो तेनाज विचार दुर करी एकदम हाथ अंदर घोच्यो तो एक पोटलुं नीकळ्युं ते लइ लीधुं. वधु तपास करतां कशुं जणायुं नही एटले ओरडानी बहार आवी बारणुं बंध करी टेबल पर पोटलुं मुकी धुळ खंखेरी छोडयुं. जे रेशमी लुगडे ते बांधेलुं हतुं ते वखतने लीधे जीरण थइ गयुं हतुं अने जराक ताणतां तुटी जाय एवुं सडी गयुं हतुं. कुमुदाए लुगडाने झटकी बारीकीथी कोरो विगेरे तपासतां अभयसींह एटला अक्षरो कसबे भरेल दीठा. नाम वांची फरकी होय तेम, जरावार जड जेवी बनी गइ. आ शुं ? अभयसींहजी ठाकोरनो रुमाल अत्रे क्यांथी? शुं तेमने

પણ આ કેદખાનમાં પુર્યો હશે ? તમને ઠાકોર સાહેબને ? એમ બને જ કેમ ? હું ભુલું છું પણ રહે આ પોકેટ બુક જેવી ચોપડી છે તેમાંથી કંઇ મળી આવશે લાવ તે તપાસું. ચોપડીને હાથમાં લીધી, લગભગ ખવાઇ ગયા જેવી તે હતી. પાનાં ફેરવતાં છેવટે એક લાંબો લેખ માલમ પડ્યો. વાંચી વિચારમાં પડી ઘડીવારે ઠેકાણે આવતાં "આ પણ ઠીક થયું. દુર્જનલાલ મારા કબજામાં વિશેષ આવશે, વળી આને લીધે તે સુધરી શકશે " ભય બીન પ્રીત ન હોય" તેમ આ ભયને લીધે એ સદ્ગુણી થશે. મારી સખીને હું ઉપકારનો બદલો વાળી આપીશ અને પ્રતિકોપમાંથી બચાવીશ. બધુંય થઇ રહેશે. ત્યારે હવે જરા પડી રહું. આજે તો આપણે છુટાં થવાનાં છીએ હવે શું બાકી.—

---

## પ્રકરણ ૧૭ મું.

બપોરના બારેક વાગવાનો સમય થયો હતો. ઉનો પવન ઝપાટાથી વાતો હતો. રેતિ ચારે પાસ ઉડી આંખોનો અંધ બનાવતિ હતી. પશુ પક્ષી સર્વ કોઇએ ઘડીવાર સુર્યના બળતા કીરણોમાંથી બચી જવા જેને જ્યા ફાવ્યું તેમ છાંયડામાં વિરામ લીધો હતો. તાપને લીધે જાણે આખો પ્રદેશ બળતો હોય નહી એવું દેખાતું હતું. રસ્તાની રેતી તપીને વરાળો મુકતી ક્ષિતીજમાં હતી મૃગજળનો ભાસ કરાવતિ હતી ગમે તેવાને પણ આ ગરમી ગભરાવી દેવાને બસ હતી. મુસાફરો પણ બે ઘડી વીરામ લેતા હતા. તેવે સમયે આવા દાવાનળમાં,રણવગડામાં, સ્નેહપુર તરફ કુચ કરતા બે ઘોડેસ્વારો ચાલતા હતા. આગળ ચાલતો સ્વાર સામાન્ય પંક્તિનો મનુષ્ય હોઇ તેના દેખાવમાં એવું કાંઇ નહોતું કે ધ્યાન ખેંચે. તેના મોંપરથી તે તડકાનો પરિચીત હોય તેમ લાગતું હતું, પણ પાછળ આવતો સ્વાર ધ્યાન ખેંચે તેવો હતો. તેણે સફેત ડકનાં કોટ પાટલુન ચડાવી દીધાં હતાં, માથે ઇંગ્રેજી ફેશનની ટોપી પહેરી હતી, પગમાં હોલબુટ હતા; અને તેનો દેખાવ, શરીરનો બાંધો, અને ઘોડાપર બેસવાની ઢબ, એવી તો હતી કે કોઇ લશ્કરી ટુકડીના અમલદાર જેવો તે લાગતો હતો. પાટલુનના ખીસ્સામાં મુકેલી રીવોલ્વરનો સહેજ બહાર જણાતો કુંદો આશંકને ટેકો આપતો હતો. તાપને લીધે આ જુવાનનું ગૌર રાતુ ચોળ થઇ ગયું હતું, મુખ હોઠ સુકાઇ ગયા હતા. કપાળપર પરશેવાના ટીપાં બાઝી છીપમાં મોતિ હોય એવાં દેખાતાં હતાં. આશપાશનો દેખાવ જોઇ તેને એક સંસ્કૃત શ્લોક સાંભળી આવ્યો.

[1]उष्णार्तः शिशिरे निषीदति तरोः मूलालवाले शिखी
निर्भिद्योपरि कर्णिकारमुकुलान्यालीयते षट्पदाः
तप्तं वारि विहाय तीरनलिनी कारण्डवः सेवते
क्रीडावेश्मनि चैष पंजरशुकः क्लान्तो जलं याचते.

ખરે તેમજ મારી મધુરી પોપટી, કુમુદ સારીકા, તું પાંજરામાં પુરાયલી પ્રેમસ્વાતિ માગે છે. અરે તું તો મારા આવવાની રાહ જોતી તળે ઉપર થતી હશેશ, પણ મને ક્યાં અધીરાઈ થોડી છે? તને ભેટવાને આ અંગ તલશી રહ્યાં છે. હવે તારો અને મારો એક સરખો પ્રેમ છે તો મરણ પામતાં પણ તને સ્મરી મરીશ. એ પણ જીવને અત્યંત ધૈર્ય આપશે. વહાલી તું શું કરતી હશે? કેવી તારી ભયંકર દશા. કોઈ દીવસ ઘરથી બહાર ગએલી નહી ખમા ખમામાં ઉછરેલી તને તે કારાગ્રહનાં બંધન શાં! તને દુખ થતું જોઈ મારૂં હૃદય કેમ સાંખી રહેશે? પ્રીયા, હું આવું છું ધીરજ રાખજે. તારા જેવીને કોણ નહી ચહાય? અહા! મારી વહાલી કુમુદા ખરે તું એક રત્ન છે. દુષ્યન્તની શકુન્તલા કરતાં પણ મને તારા પ્રતિ વધારે પ્રેમ ઉપજે છે. પણ તારા પ્રેમ આંતે આ અસર આવ્યો તોજ સ્પષ્ટ જણાયો. છટ, છટ, શું મારા સ્વાર્થને સારૂ તને દુખમાં દેખાતાં રાજી થાઉ? કદી નહી, એ વીચાર પણ કેમ ઉત્પન્ન થયો? ખરે માણસ જ્યારે પ્રેમાંધતામાં આવી જાય છે, ત્યારે જરા સ્વાર્થી અને ભાન વગરનો બની જાય છે. આ મારો દાખલો, મારા પ્રેમની ખાતર હું કુમુદાને કેદમાં જોતાં જરા ખુશી થયો. મારા મનમાં કેટલા હર્ષ થાય છે? ખરે મારા જેવો ભાગ્યશાળી તો કોઈ નહી, બધી વાતે સંપૂર્ણ, રૂપ, રંગ, ગુણ અને વળી એની મારાપર પ્રિતી અને મારી એનાપર લગ્નની મારી વ્યાખ્યા પ્રમાણે આ તો મળ્યું. ખરે પ્રથમજ પ્રેમવડે એક બીજાને હૃદય અર્પી દીધાં છે, હવે તો માત્ર દુનીયાની નજરમાં લગ્ન બાકી રહેલું છે. અધુરામાં પુરૂં વિદ્યાગૌરીએ ખબર લાવી ખુશી કર્યો છે. કુમુદાની બાની મરજી મારી જોડે વિવાહ કરવાની

---

૧ મયુર તાપ નહી ખમી શકવાને લીધે ઝાડની આશપાશના થંડા ક્યારાપર બેસે છે. કર્ણિકાર નીકળી બેઠી ભ્રમરો અંદર ચડી સ્થિર રહે છે. કારંડવ ઉન્હુ વારી મુકી દઇ તીરપરનાં કમળને શેવે છે નાચવા કુદવાથી થાકેલ આ પોપટ પાણી માગે છે.

છે. ત્યારે હવે શું બાકી રહ્યું?" આવેશમાં ને આવેશમાં ઘોડાને ઉતાવળા ચલાવવું ભુલી ગયો, પાછળ પડી ગયો. આગળ ચાલતા માણસે પાછળ જોતાં સાદ મારી કહ્યું, "કુસુમભાઇ આપણે સ્નેહપુર આગળ આવી પહોંચ્યા છીએ. હવે થોડા સારૂ ઢીલાં ગાળવાં તે ઠીક નહી. જુવો પેલો કીલ્લો દેખાય. અહીંથી હવે ગામ માત્ર અર્ધો માઇલ દુર છે. માટે સાવધ થાઓ અને ઘોડાને ચલાવો કે આપણુ આ જળ ઝપ્યુ છે એટલામ ધારેલે ઠેકાણે પહોંચી જઇએ; પછી કર્યા કરજો વિચાર. આપણે બહુજ સાવચેતી રાખવાની છે. મને મોકલનારાઓએ તમને, કોઇને જાણુ ન થાય એવી રીતે લાવવાનું કહેલું છે. માટે આમ ન કરો."

ખુમાણના શબ્દોથી જાગૃત થએલો કુસુમ ઘડીવાર ઉંચા તડકામાં ચાંદીની માફક તપતા કીલ્લાના બુરજ તરફ જોઇ રહયો. "આમાં મારી પ્રીયા છે, ચાલ ત્યારે ઝટ દઇને છોડવી લઉં પણ અહો ! શું કહ્યું ? સાવચેતી રાખવી નહી તો બધી મહેનત માર્યા જશે. ત્યારે આટલે સુધી આવ્યા છીએ તો ઉતાવળ કરવી નહી એ ઘડી મોડું કે એ ઘડી વહેલું. મારા કાર્ય પર કેટલા જણનો આધાર રહેલ છે ? એક તો મારી વહાલી કુમુદા, તેનાં માંબાપ, મારા મીત્ર, કુમુદાના હીતેશીઓ એ બધાયનો લાભ મારામાં સમાયલો છે, ત્યારે અત્યારે ગાંડી વર્તણુકથી બધુ છીન્ન ભિન્ન કરી નાંખવું એ ઠીક નહી. વળી *"violent delights have violent end" માટે એકદમ હર્ષથી પ્રફુલ્લ ન થવું. સાહસ ન કરવું.' આમ વિચારતો મોટેથી "ખુમાણભાઇ તમારી સલાહ પ્રમાણે ચાલવા તૈયાર છુ. લ્યો આ ઘોડાને દાબ્યો. થોડીવારમાં બંને સ્વાર કમાનમાંથી છુટેલા તીરની પેઠે શહેરમાં દાખલ થઇ ગલીમાં વળી એક ઘર આગળ આવી પહોંચ્યા,

ઘોડો અટકાવતાં ખુમાણે કહ્યું "ભાઇ આ ઉતરવાની જગ્યા" તરત કુસુમ ઉતરી પડયો. ઘોડો ખુમાણે ઝાલ્યો અને કુસુમ ઘરમાં દાખલ થયો. અંદર જતાં વેંતજ પાટપર એક સ્ત્રી બેઠેલી હતી તેણે કુસુમને હળવે રહી કહ્યું ભલે આવ્યા તમારી વાટજ જોતાં હતાં, ચાલો અંદર." જોડા કાઢી કુસુમ ઘરમાં જઇ બેઠો. પાણી પીધા પછી ટોપી નીચે મુકી પુછયું 'કહો કુમુદાની શી હકીકત છે ?'

"તમે મને તો ઓળખતા હશો ?" પેલી સ્ત્રીએ પુછયું.

---

*અતિશય હર્ષનો અંત હાનીકારક છે.

"તમને ઓળખતા હશો ? વાહ ! કેમ નહી ? તમે દુર્જનલાલની સ્ત્રી ચંદનગૌરી. તમારા વિવાહમાં હું આવ્યો હતો. તમે ભુલો પણ અમે ન ભુલીએ."

"ઠીક યાદ રાખ્યું છે. તમારા અને મારા પિતા વચ્ચે ખુબ સ્નેહ છે તો પછી આજે તમારી લાયકાત પ્રમાણે મારા હાથમાં બક્ષીસ આવેલી છે તેથી તમને તે સ્વિકારવા અહીં બોલાવ્યા છે કેમ સ્વીકારશો ને ? હસતાં હસતાં ચંદને કહ્યું.

"સ્વીકારશો શું ? કયારનોય નિશ્ચય થઇ ચુકેલો છે. સ્વીકારેલ પણ તમારા જેવાંને હાથે ફેર મળતી જોઇ વધારે મિષ્ટ લાગશે, વધારે પ્રીય થઇ પડશે. બોલો શો હુકમ છે ?"

"હુકમ તો એ જ કે તમારી કુમુદાને ત્યારે છુટી કરી લઇ જાઓ. તમોને બનતી મદદ કરવાને તૈયાર છું પણ સરત એટલીજ કે તમારે મારા કહ્યા પ્રમાણે ચાલવું નહી તો મારાથી કશુંય થઇ શકશે નહી. તમે જાણતા નથી કે "+on what dangerous ground you tread"

"ના કાંઇક અટકળી શકું છું વિગત જાણતો નથી. તમે કહેશો તે પ્રમાણે કરવા તૈયાર છું ઉછાંછળો નહી બનું ઉન્મત નહી થાઉં મનને મારી રાખીશ, બતાવો રસ્તો."

"જુઓ ત્યારે, સાંભળો, કુમુદાને મેં વિગત કહી છે તો પછી તમને કહેવાની અગત્ય મને લાગતી નથી તે તમને પછી કહેશે માત્ર ઉપાય બતાવું છું."

"જે તમને ઠીક લાગે તે કહો મેં તમને બધુંય સોંપી દીધું, આપણે તો ચીઠીના ચાકર, તમારા કહ્યા પ્રમાણે કરીશું પછી કાંઇ ?"

"થયું ત્યારે સાંભળો હું હમણાં કુમુદા પાસે જઇ ખબર કરૂંછું કે તમે આવ્યા છો તમારે આજે રાત્રે અહીંથી ઉપડવાની તજવીજ કરવી, મે બધી યુકતી કરી રાખી છે. હીમત છે ને ?"

'વાહ ! એમ શું કહો છો ? પછી ખબર પડશે. કદી જીવ જાય એવું હોય તોય શું અડચણ છે ? મરવું એકજ વાર છે. અને આવા કામમાં દેહ ત્યાગ એ સર્વોત્તમ, માટે જે હશે તે ખમીશ, જરીએ પછી પાની નહી કરૂં."

---

+ તમે કેવા ભયંકર ભોંયપર પગ માંડો છો.

"ત્યારે ઠીક, તમે કાળો જામો લાવ્યા છો? જો હોય તો તે કહો નહી તો એક અહીથી લઇએ અને તમારે રાત્રે નવ વાગ્યા પછી આ કામ કરવાનું છે તે વખતે હું તમારી પાસે નહી હોઉ પણ તમારા ડહાપણ ઉપર આધાર છે, અને જો જરા પણ ગફલત કરી છે તો પરીણામ શું આવશે ને હું કહી શકતી નથી, અને પછી બધો ઘાટ ફરી જશે, મારા હાથમાં પણ કશુંય નહી રહે. માટે હમણાં પ્યારની લાગણી, પ્રેમનો આવેશ બધાયને દબાવી, કામપર નજર રાખી જાણે તમારે કોઇના ચાકર હો તેમ કુમુદાની જોડે નકામા ટાહેલામાં વખત ન ગાળતાં, મુગે મોઢે કામ કરી સુર્યપુરના દરવાજામાં દાખલ થવું. આમાં જરાક ચુકયા તો તમારા, કુમુદાના, ને મારા, ત્રણેના બાર વાગી ગયા."

"તમો કશી ફીકર ન કરશો, મનને દ્દઢ રાખીશ અને ઇશ્વર કરશે તો સહી સલામત બધુય પાર ઉતરશે."

"તો ઠીક તમને રાત્રે માણસ તેડવા આવશે તેની જોડે જવું. લ્યો આ વીંટી રાખો એ કામની થઇ પડશે. બીજુ અગત્યનું કામ એ કે અહી એક ઠેકાણે માધુ ને રામો કરીને બે લુચ્ચા રહે છે તેને કોઇ યુકતી પ્રયુકતીએ સુર્યપુર હમણાં ને હમણાં મોકલવા અને કોઇનાપર કાગળ લખી આપો કે તે તેને રોકે."

"અરે એ કામ તો થયું જાણોને આ કાગળ લખીને ભાષ્કરને એને આપવું કહીશ એટલે પછી એ તો ત્યાંના ત્યાં, અહીંથી પૈસાની લાલચે ત્યાં જશે એટલે પત્યું, પણ એનું ઘર કયાં છે?"

"હમણાં ખુમાણ આવે છે તેમને બતાવશે પણ તેમની જોડે વાત કરતાં સંભાળજો, તમે કશુય જાણતા નથી એમ બોલજો નહી તો નીચ જો જાણી ગયા તો અહીંથી ડગલું પણ જનાર નથી અને આપણા કાર્યમાં વિઘ્ન નાંખશે. માટે બહુજ ધ્યાન રાખી વર્ત્તવું. હવે હું જાઉંછું. ફેર મળવા વખત હશે તો મળીશ."

"સારૂ મ.રી ફીકર ન કરશો તમારો શબ્દે શબ્દ હૃદયમાં લપાઇ ગયો છે ભુલીશ નહી. તમારો ઉપકાર નહી ભુલાય."

"આપણે સુર્યપુર મળીશું," એમ બોલતી ચંદન સપાટામાં ચાલી ગઇ.

## પ્રકરણ ૧૮ મું.

કુમુદ ઝબકી. જાગીને ખાટલાપર બેઠી થઇ. વળી "અરે આ બનાવતો ભયંકરજ. આ ખુન શાં? આ ખટપટ શી? આ બધું શેને માટે? એક ઘડીના સુખ સારૂ જગતના અનંતકાળમાં મનુષ્યનાં પચાસ સાઠ કે ઘણું તો સો વર્ષ શા હીસાબમાં છે? પૃથ્વીની સપાટીમાં હીમાલયની શી ગણત્રી? અરે એથી મણુ મનુષ્ય જીવનકાળ ને કાળચક્રનો પ્રવાહ સરખાવતાં આવર્દા શા હીસાબના? ત્યારે આટલા નજીવા જણાતા વખત સારૂ મનુષ્ય હજારો કુકાર્યો કરી અનંતકાળ સુધી પીડા ભોગવે છે. એક ખરાબ કામ કર્યું કે બીજું થવાનું એમ એક પછી એક અગણીત અગણીત અપરાધોમાં ડુલી જવાનો નર્કરસ્તો એથી પછી કેવું દુઃખ? દહાડે સુખ નહિ, રાતે ઉંઘ નહી, ડગલે ડગલે દુઃખ આ બધુ સહસ્ત્ર વિંછીની વેદના કરતાં પણ અધકી. સત્કર્મ કરનારને અંતઃકરણમાંથી જે સંતોષ પ્રાપ્ત થાય છે તે. મોટા રાજાને પણ નથી થતો. શેક્સપીયરમાં હેન્રી ચોથાનું ભાષણ કેવું બોધદાયક છે? ખરે એ કહે છે તેમજ છે.

*"Uneasy lies the head
that wears a crown."

ત્યારે કુદરતની બક્ષીસોનો તિરસ્કાર કરી માણુસ ઊંધે માર્ગે જાય તો પછી આ સજા તેને પુરતી નથી? છેજ. સ્વર્ગ નર્ક અહીંજ છે. "સારાનું સારૂં નઠારાનું નઠારૂ" ફળ મળ્યા વગર રહેવાનું નહીં, વહેલું અગર મોડું. ઇશ્વરે વિચારશક્તી, ડહાપણ, ઇત્યાદી તમને સારે રસ્તે દોરવાના ભોમીઆ આપ્યા છતાં કામ, ક્રોધ, લોભ, મોહ, ઇત્યાદીને તમારા શુભેચ્છક ગણી સારાનો તિરસ્કાર કરી અંધકારના ગારમાં શું કામ પડો છો? પણ ઠીક, ઠીક, ઇશ્વરની ગતી ગહન છે. જો પર્વત ન કર્યો હોત તો સપાટ પ્રદેશ આપણે ક્યાંથી જાત? દુખ ન હોત તો સુખનો અનુભવ ક્યાંથી થાત? અરે સુખને સુખજ છે એ શી રીતે ઓળખત? તડકો ન હોત તો ટાઢ કહેત કે? નહીજ ત્યારે આવા નઠારા જનો પેદા ન કર્યા હોત તો સારા આણુસો જગતમાં છે એ ક્યાંથી ખબર પડે? માટે એ તો બન્ને જોઇએ. બે એક બીજાનો આધાર છે, સારા વડે નઠારાને નઠારા વડે સારા ઓળખાય છે. ઉભયનું જગતમાં કામ છે. અનાજ અને ઘાસ, ઢોરો

* જે મસ્તકપર તાજ છે તે સુખે સુતું નથી.

અને પથર, સોનું ને કથીર, એ એક બીજાને ઓળખાવે છે. એ તો બે હોય ત્યારે જ આપણે પરિક્ષા કરી શકીએ ઠીકજ છે. ઇશ્વરે જે કર્યું તે વિચારીને જ એમાં આપણે ભૂલ કાઢી શકવાના નથી. પણ હવે વિચારના વમળમાં ડુબવું નહીં. હમણાં ચંદન આવશે વખત તો થવા આવ્યો છે. કેવું અધારૂં ! સુર્ય કેટલો ચઢયો છે તે પણ દેખાતો નથી કેવું ભયંકર દેખાનું! ખરેજ આમાં પાંચ છ દીવસ કાઢવાના હોય તો ગાંડાં બની જવાય. પણ પગે અવાજ સંભળાય છે માટે કોઇ આવતું હોય જણાય છે. બારણું ઉઘાડુ. ઉઘાડતાં ચંદનને જોઇને "લે લે બેન ઠીક આવી પહોંચીતારો જ વિચાર કરતી હતી, બેશ ક્યમ કોઈ આવ્યું? કુસુમ ચંદ્ર આવ્યા ?"

"હું ધારતી જ હતી કે કે તું પહેલો એજ સવાલ પૂછશે. હૈયે તે હોઠે એ ખોટું નથી. તને એણે ઘેલી બનાવી દીધી છે. પણ માટે તેં એને ગાંડો કર્યો છે. તમે બન્ને જબરાં તો ખરાં, કે એક બીજાપર અસર કરો છો. તમારા આગળ ગુરૂત્વાકર્ષણ કે વિજળીના જોરનો શો હીસાબ ? તે તો જ્યારે કશી અડચણ ન હોય ત્યારે પોતાનું જોર ખુલ્લુ બતાવે પણ તમે એક બીજાથી દુર વળી આ મજબુત કીલ્લાની દીવાલો આવી અડચણ છતાં એક બીજાપર કેવી સબળ સત્તા ચલાવી છે? ખરે પ્રેમની ગતન્યારી જ છે.

"લે ચંદન બા હવે તું તો જાણે ભાષણ જ આપે છે; તારૂ મોં હસ્તું દેખાય છે તો ખરૂ બોલ, મને કહે, શંશયમાં ના રાખ. મારો કુસુમ, સ્નેહ કુસુમ આવ્યો? અને મારે માટે લાગણી તે? અને ચહાય છે? કહે કહે મારી પ્રાણાધાર સખી મને જવાબદે તુ જાણે છે કે

+स्थाने प्राणाकामिनां दूत्यधीना."

કુમુદા કુમદા હૈયુ ઠેકાણે રાખજે કાળજુ ખશી ન જાય આગ ઉ. ભરાઇ તે શું જાય છે, પ્રેમ તો બંધાયને હોય છે અને સૌને અસર કરે છે પણ તારા જેવું તો કોઇ ન દીઠું. છેક છોકરવાદી. જો સાંભળ કુસુમ આવ્યો છે, તે તને ચહાય છે તારા વગર તલસે છે."

"બસ, બસ, મારે એટલુંજ જોઇતું હતું હવે આ દેહ પડે તેની

---

+ કામીના પ્રાણ દુતિને આધીન છે.

ચીન્તા નથી. " *શરીરનાશોઽપિ સમાન રાગયોઃ તેમ થાય તોય કશી ફીકર નથી. કયાં છે તે અહીં ન તેડી લાવીએ."

"મને તો તું બોલવાય નથી દેતી. આવું જાણ્યું હોત તો હું કશુય કરત નહી. આમજ રહેશે તો કોણ જાણે યુકતી પાર પણ નહી પડે. એક કહે મારી કુમુદા, બીજુ મારો કુસુમ, તાલ તો ઠીક આવ્યો તે, છોકરાં રસ્તામાં તાળીઓ પાડશે ને કાંકરા નાંખી ખીજવશે જરા ગંભીરતા રાખ, અહીંજ બધુ સંસ્કૃત બોલી નાંખે છે. જાણ આ પરિક્ષાનો હોલ હોય કે તુ ડીગ્રી લેવા બેઠી હોય તેમ મન ઘોડાને લગામ ચઢાવ અને જે કરવાનું તે સાંભળી લે નહી તો અહીંજ રહેવું પડશે."

"ના ના એમ નહી મારી વહાલી સખી એમ શું તું મને છેક તરછોડે છે? લે કહે જે કહેવાનું હોય તે આ ડાહી થઇને બેઠી રહી. ત્રણ ભુવનનો મનપર ભાર મુકું છું પણ કરણ બાણથી જેમ ...નો રથ હકતો હતો તેમ પ્રેમનાં બાણો મારા હૃદયની ધૈર્યતા હોડાવે છે અને નાના બાળકની ચેષ્ટા કરાવે છે. તારો ઠપકો યોગ્ય છે. હું માન્ય કરૂં છું. ભુલી, લે હવે તને વાતમાં નહી રોકું કહે શું કરવું છે?"

"જો સંભાળ—આ કુસુમ રાત્રે નવ વાગતાં અહી આવશે, રાત્રી અંધારી છે બધુ કામ કરવાને તેથી ઠીક પડશે, મકરાણીના કાવો ઉકાળવાના કાવો ઉકાળવાના વાસણમાં એક ભુકી આપણે ભભરાવી છે, તેથી બન્નેજણા ભર ઉંઘમાં પડશે, માળણ તારી જોડે સુર્યપુર આવશે, તોફાન શાન્ત થશે, કે તે અહીં પાછી આવશે, હું બધુ પાછલું ભરી પીશ, ખુમાણ સાથે આવશે, તે ગાડી હાંકી તમને સૂર્યપુર પહોંચતાં કરશે અને બધુ એવી ખુબીથી રાખીશ કે આવશે ત્યારેજ એમને ખબર પડશે ત્યાં સુધી કશુય જણાવવાનું નથી; પણ એમ થવા આગમચ તમે તેમને ત્યાં બોલાવરાવજો. કુસુમ મારફતે અને હળવે રહી મારૂ નામ ન આવે તેમ બધી વાત ફોડજો, એમને સમજાવજો, એ બધુ તમને સોંપુછું. હવે મારાથી અહી નહી અવાય માટે બધુ તમારાપર આધાર રાખે છે જોઇએ કેવી સાવચેતીથી કામ લે છે તે જણાશે."

"ઠીક તારી સલાહ અક્ષરે અક્ષર માની હવે કાંઇ? જરા પણ ભુલ આવવા નહી દઉ. પ્રેમના ઉભરા સૂર્યપર જતાં સુધી મુલતવી રાખીશ, પછી બીજું શું વધારે ?" હુંશીઆરી રાખશો તો સાંકળો સટ જેવોછે.

---

* સમાન રાગવાળાનો શરીર નાશ પણ સારો.

"વારૂ ત્યારે પણ બેન મારે તને બે વાત કહેવાની છે. આ ઓરડામાંથી મને આ બે ચીજો મળેલી છે. ચોપડીમાં કશું લખેલું છે તે જો તને વંચાવું પણ તું ભડકીશ નહી. માફ કરજે તારૂ મન દુખવાશે પણ તારાથી છાનું રાખવું યોગ્ય નથી, માટે તારી મરજી હોય તો વાંચું."

"વાંચ્ય, કશી પણ અડચણ નથી મારી ધૈર્યતા અડગ છે. જે હશે તે સહી શકાશે. મને દુખ મુઝવતાં નથી. દુખમાં તો છુંજ. વિષના કીડા વિષમાં જીવે તેથી હવે મારે કશાયથી ભડકવા જેવું નથી, માટે બેધડક લાવ, જોઉં."

"ના પણ આ તો દ્રઢકાળજાવાળાને પણ વ્યથા ઉપજાવે તેવું છે."

"કાંઈ ફીકર નહી ઝટ કર વાંચ."

"જો ત્યારે અભયસિંહ મહારાજ અહી કીલ્લામાં કેદ કરાયલા હતા."

"શું અભયસીંહ? આ બનવા યોગ્ય છે? મારે કાને વાત આવી હતી પણ હું માનતી નહોતી, હવે ભ્રાન્તી થાય છે. હાં હવે સમજાયું. ચાલ આગળ." આશ્ચર્ય પામતી, મન સ્થીર કરવા મથતી ચંદન બોલી.

"આ એ લખે છે."

'મને ફોસલાવીને કેદ કર્યો છે મારી પાસે અણઘટતી સરતો પળાવવા ઇચ્છે છે પણ મારા ના કહેવાપરથી મને અહી રાખેલો છે.'

'મારાપર માધુ નામનો સખ્સ જાપ્તો રાખે છે. તે દુષ્ટ છે.'

'મને મારી નાંખવાની ધમકી આપી હતી. પણ હું ડગ્યો નથી.'

"જો બેન પછી કશું લખેલ નથી તે પરથી જણાય છે કે મહારાજને પછીથી પુરા કરી નાંખવામાં આવ્યા છે, એટલે આગળ લખેલું નથી, અને આ કામમાં દુર્જનલાલ હશે એ નિઃસંશય. આ રૂમાલ પણ અભયસીંહનો છે જો એમનું નામ"—એમ કહી રૂમાલ દેખાડયો.

શોકમાં લીન થતી, ખીન્ન બનતિ, ઉતરી ગએલે મોઢે, ફીકા પડેલા છે હોઠ જેના, ચંચળતા નષ્ટ થઇ છે એવી ચંદને યંત્ર માફક રૂમાલ લીધો. જોયો. સ્તબ્ધ બની ગઇ. બોલવાનું ભાન જતું રહ્યું. ટગર ટગર કુમુદા સામું જોઇ રહી.

"બ્હેન ગભરાઇશ નહી આથી તો મારો પ્રેમ તારાપર વધારે દ્રઢ થાય છે. તારા હ્રદયમાં શું ગડભાંગ થાય છે તે હું સમજું છું પણ કુસુમને મોયે પણ નકામી આ બાબતની વાત નહી કહું. લે આ તને જ આપું છું. તારે ગમે તે કરજે. તારો ઉપકાર હું ભુલી જઇશ. 'કૃતઘ્ની

જાનીશ.' નહી બેન, બલ્કુ તારા સુખ સારૂ ભોગ આપવા તૈયાર છું. પણ પણ આ શંકા લાવીશ નહી."

"નહી કુમુદા નહી. તારાપર શંકા લાવું ? આવી નીર્દોષતાની મુર્તિપર હું વેહેમે ભરાઉં ? પણ મને તો એમની જ માત્ર ફીકર થાય છે, ખુની નહી તો ખુનીના સંગાતી તો બન્યા. મારા મનમાં વહેમ તો હતો તે આજે નક્કી થયું. હશે પણ વાંક કરમનો કોઇને શું દોષ દેવો." પરાણે ચંદન બોલી.

"વહાલી સખી. દુખમાં પણ ન વિસરી જનાર મારી ચંદન, આ હૃદય તારે માટે કેટલી લાગણી ધરાવે છે તે મારાથી કહી શકાતું નથી. બનત તો હૃદય ચીરીને જેમ હનુમાને રામ બતાવ્યા હતા તેમ તને તારૂં નામ બતાવત. પણ આપણે બધાય ભુલ કરીયે છીએ દેવ સરખા પણ ચુકી ગયા તો આપણા શા હીસાબ છે ? માટે આટલેથીજ પાળ બાંધો. હજી પાણી વહી નથી ગયુ તેટલામાં જે થાય તે કરો. હું હમેશ તારીજ છુ." કુમુદાએ ગળગળીત સાદે કહ્યું. બાથમાં ચંદનને દબાવી પ્રેમથી ચુમ્બી.

"બસ બસ તારાથી અધીક કોનો પ્રેમ મારાપર છે ? બસ અત્યારે તું મને હીમત દાતા થઇ પડી. હવે મેં જાણ્યું કે મારો સ્નેહ મેં તારા પર ઢોળી નથી દીધો. તારી પરિક્ષા કરવામાં હું છેતરાઇ નથી, સદાની નિર્મળ મનની સ્નેહાળ કુમુદા, તને મારાથી ક્ષણ પણ વિસરાશે નહી." ને છાતી સાથે દાબતી ચંદન તેના સામુ જોઇ રહી.

"પણ હવે ત્યારે તું આ રાખ અને તારે ફાવે તેમ કરજે."

"હા, લાવ પણ એમને ત્યાં કશુક બહાનું કઢાવી કુસુમ માર્ફતે બોલાવી એમને ખબર ન પડે તેમ વાત કઢાવી શરમાવી દઇ સારે રસ્તે દોરવાની પેરવી કરાવજે. બને તો નોકરીનો સંબંધ દરબારમાંથી મુકી ઇંગ્રેજીમાં થાય તો ઠીક."

"અરે એમાં વાંધો નહી આવે. કુસુમના પિતા જજ છે અને એમની મોટી વગ છે, તો સૌ થઇ રહેશે. અને મારો જીવ જતાં સુધી પણ હું તારૂં ભલું કરવા ચુકીશ નહી."

"લે ઠીક. ત્યારે હવે હું જાઉંછું. સુર્યપુર જઇ તારે સહી સલામત પહોંચ્યાનો કાગળ લખવો. હુંશીઆરી રાખજે. મને બહુવાર થઈ ગઇ છે, મારે પાછું કુસુમને મળવું છે, એને બધુ સમજાવવું પડશે."

"વારૂ આવજે પણ મારા લગ્નપર તારે જરૂર આવવું.

"ઠીક નહી ભુલું, ને માયા રાખજે" બહાર જતાં ચંદન બોલી

"વારૂ, અહી આવજે પણ શું કહું ?"

---

## પ્રકરણ ૧૯ મું.

ટાવરના ઘડીઆળના દસના છેલ્લા ટકોરાનો પ્રતિધ્વનિ હજી શાન્ત નથી થયો તેટલામાં એક ગાડી કીલ્લાના દરવાજા આગળ આવી ઉભી રહી. આસપાસ શાન્ત હતું. અંધારૂં એટલું હતું કે છેક ઢુંકડા આવવા છતાં પણ મોંઢું સુઝે તેમ નહોતું. તરતજ ગાડીપરથી એક જણે ઉતરી ગાડીને ઝાડ આગળ રાખી ઘોડાને બાંધી બારણું ઉઘાડી એક સ્ત્રી અને એક પુરૂષને બહાર કાઢયાં. "અહીં બોલવાની જરૂર નથી હું આગળ થાઉં છું કશી ધાસ્તી નથી તમે મારી પાછળ આવો."

એમ કહી તરત સ્ત્રી આગળ થઇ. પેલા બંન્ને સાવચેતીથી પગલાં ન વાગે તેમ આસ્તે રહી તેની પાછળ ચાલવા મંડયા. દરવાજામાં મકરાણી નીરાંતે ઉંઘતા હતા, તેમને વટાવી ટાવર ચઢી ઉતરી પગથીયાં ઉતરી કીલ્લાના કેદખાના તરફ ચાલવા માંડયું.

"ખુમાણ દીવો સળગાવ હવે અડચણ નથી." બાળણે હળવે રહીને કહ્યું. તરત ચોરફાનસ સળગાવવામાં આવ્યું અને તેને અજવાળે તેઓ ઉતરી બધું વટાવી બારણા આગળ આવી પહોંચ્યાં. સાંકળ ખખડાવી તરત બારણું ઉઘડયું, અને બધાં અંદર પેઠાં.

'કુસુમ!'

'કુમુદા!'

બન્ને એટલું જ બોલી શક્યાં. પ્રેમાવેશમાં ભેટી પડવા જતાં કુમુદા ખમચી આવી ખશી. "નહી કુસુમ હમણાં નહી. મારૂં વચન મીથ્યા થવું ન જોઇએ. હાસ્ય વિનોદ બધુંય આ અકારૂં બંધીખાનું છોડી ગયા !

"હું પણ ભુલતો હતો તમે ઠીક કહ્યું. ચાલો આટલું શીખ્યા! પણ વહાલી બે શબ્દો પણ નહીં.

"ભાઇ સાહેબ ઝટ કરો વખત ગાળવાનું કામ નથી." ખુમાણ બોલ્યો.

"લ્યો ચાલો ત્યારે છેલ્લી સલામ આ કેદખાનાને.

તરત બધાં બહાર નીકળ્યાં બારણું બંધ કર્યું તાળુ વાસ્યુ અને ઉતાવળે પગથીયાં ચઢવા લાગ્યા. પાંડવો જાણે બળતુ લાક્ષાગ્રહ મુકી નાસતા હોય તેમ આ બધાં વેગથી ચાલવા લાગ્યાં. કુમુદાને ન લાગ્યો થાક કે ડર બબ્બે પગથીયાં સાથે ચઢવા લાગી.

આવી રીતે દરવાજા બહાર તેઓ કીલ્લો વટાવી જ્યાં ગાડી હતી ત્યાં આવી પહોંચ્યાં.

ખુમાણે બધાંને ગાડીમાં બેસાડી ગાડી વેગથી ચલાવી દીધી.

આજ રસ્તે થઈને આવીજ રાત્રે આવતાં પહેલાં કુમુદાને કેટલી બીક લાગી હતી? આ વખતે તેને બધું રમણીય લાગ્યું ભૂતના ભડકા, ભયંકર નાદો, અંધકાર ઇત્યાદિ તેના મનપર રજ પણ અસર કરી શક્યાં નહી. ઉલટો એટલો હર્ષ થયો હતો કે આ બધું ખરૂંછે કે ખોટું? પોતે જાગે કે ઉંઘે છે? ક્યાં છે? ઇત્યાદી સર્વે તે ભુલી ગઇ હતી. લગભગ કલાકેક વીતી ગયો હશે પણ કોઈ બોલ્યું નહી. સૌ પોત પોતાના મનમાં પોતાની લાગણી દબાવતાં હતાં.

કુમુદા અને કુસુમ તો ભવિષ સુખનો વિચાર કરતાં દુનિયાનું ભાન તદ્દન ભુલી જ ગયાં હતાં.

માળણના મનમાં હજારો તર્ક વિતર્ક થતા હતા. દુર્જનલાલ શું કરશે? મનાશે? વેર લેશે? ઇત્યાદી કલ્પના થતી હતી. વળી એમ પણ કહેતી શું ફીકર છે? આમનાપર ઉપકાર કર્યો છે, તે મારૂ રક્ષણ કરશે, શી ફીકર છે? ખુમાણ તો પોતાને પૈસો મળશે એજ ધારીને ખુશ થતો હતો, થોડી વારે આ શાન્તી લાગી અને કુમુદાએ મધુર સ્વરે પુછ્યું "ગાડી ક્યાં હંકાવશો? મારા ઘર આગળ ને."

" પહેલા ત્યાં નહી. વાહાલી, મારે ઘેર કૃષ્ણલાલ, ભાસ્કરરાવ, વિદ્યા અને કમળા ભાભિ બધાંય તારી રાહ જોતાં હશે તેથી ત્યાં લઇ જઇશું પછી ત્યાંથી તમારે ઘેર જજો

"ઠીક, જેમ મરજી."

ના ગમતું હોય તો તમારા ઘર તરફ હંકાવીએ. તમારી ઇચ્છા પ્રમાણે વર્તવા તૈયાર છું."

"નાના એમ નહી, એવું ના બોલો તમારી મરજી એજ મારી મરજી.

"વારૂ ત્યારે તો મારે ત્યાંજ ઠીક પડશે કારણ કે આ બધાં પણ હરીને ઠામ બેશી જાય. આપણે તો ગરજ છે. તે ઉજાગરો કરીએ પણ આમને શું કરવા નાહકનુ દુખ દઇએ?"

"દુખ શેનું છે બે ઘડી મોડું કે વહેલું આરામતો છે જ. અમારે વાસ્તે તમે સંકોચાશો નહી."

"ના તોય શું થઇ ગયું? તમારા ઘર તરફ ગાડી લેવરાવજો"

પાછી શાન્તિ પ્રસરી રહી. થોડીવાર થઈ હશે એટલામાં તો ગાડી સુર્યપુરના દરવાજામાં દાખલ થતાં સીપાઇએ "કોન" ખુમ મારી.

"એતો કુસુમચંદ્રની ગાડી છે."

"અચ્છા સલામ સાબ." ગાડી આગળ ચાલી. એક મોટી હવેલી આવતાં કુસુમે અટકાવવાનું કહી પોતે તથા કુમુદા ઉતરી પડી ખુમાણને ગાડી અંદર લાવી છોડી નાંખવાનું કહ્યું અને માળણની પણ તેને સંભાળ રાખવાનું કહી અંદર પેઠાં.

પેસે છે કે લાગલાજ તેમને ભાષ્કર કૃષ્ણલાલ વિદ્યા, કમળા બધાંય મોટાં દીવાનખાનામાંથી સામાં આવતાં મળ્યાં

કુસુમ, કુમુદાના અવાજ જોસથી નીકળ્યાં

કુમુદાને વિદ્યા અને કમળા ભેટયાં. કૃષ્ણલાલે, ભાષ્કરે, કુસુમ સાથે શેકહેન્ડ કરી. "અમે તારી આઠ વાગ્યાના અહી આવી વાટ જોતાં હતા અને કમળા ભાભિને એ પણ અહી બંધાય તમારા મેળાપ સારૂ ટાંપી રહ્યાં હતાં" ખુશી થતા આગળ ચાલતો ભાષ્કર બોલ્યો.

"અરે હું તો સામો આવતો હતો"

તારી તો ખાત્રી જ છે ને."

"બેન કુમુદા તારા વિનાનો આ બે દહાડા બે વર્ષ જેવા થયા છે. ઘડીએ ઘડીએ તેનેજ ઝંખતાં હતાં વાત તો કહે તને શું થયું ?"

"અરે હવે બીચારીને થાક તો ખાવા દે. વિદ્યા તું પણ 'રાંડ તારો રોટલો ને ઘડતાં ભાંગ્યો' આ આવી એટલે પુછવા લાગી. જરા કળ પડવા દે ઘણુય કાલ સારૂ થઈ રહેશે."

"પુછ બેન પુછ કંઈ ફીકર નહી. કમળા તું વિદ્યાને નકામો નકામો ઠપકો શું કામ આપે છે? માણુસની સ્વભાવિક લાગણી છે તો પુછાય જ."કુમુદાએ સ્મીત કરી જવાબ આપ્યો.

"ચાલો આ કુસુમ ભાઇનો ઓરડો."

"મશ્કરી જવા દે હવે તું તારી ટેવ ભુલ્યો હઇશ, એમ હું ધારતો હતો પણ જેવો ને તેવોજ છે" કુસુમ હસતો ટકોર કરતો બોલ્યો.

"હું તો નક્કીજ ગણું છું." કૃષ્ણલાલે કહ્યું.

"જવા દે એ બધી પંચાત કૃષ્ણા" ભાષ્કરે જરા ઉંચે સાદે કહ્યું.

"ત્યારે આ બેઠા ચુપ, ન ગમ્યું તો લાવ બોલ પાછા."

"વારૂ ત્યારે હવે કુમુદાને ઘેર ખબર આપી આવીએ ?" વિદ્યાએ પુછ્યું.

"સ્ત્રીઓને ડહાપણ કરવાની અગત્ય નથી. જુવો પેલી ટીપોઇમાં ચા છે તેમાંથી એક પ્યાલો કુમુદા અને એક કુસુમને આપો પછી કેમ કરવું તે કહું છું." ભાષ્કરે બધાયને દબાવી ચુપ રાખ્યાં.

"ચા પીધો એટલે કુસુમે કહ્યું, 'હવે શું આજ્ઞા આપો છો ભાષ્કરરાઓ ?"

"વાહ તમે પણ મારી મશ્કરી કરોછો? શી આજ્ઞા આપોછો એમ કહો કે? શી સલાહ આપો છો કહો તો ઠીક લાગે."

"નહી નહી તમે બીચારા કૃષ્ણુલાલને તો બેસારીજ દીધો ને લે કૃષ્ણુલાલ દોસ્ત ઉડાવ ચાનો પ્યાલો ને તારા નમી જતા જોસ્સાને તાજો કર."

"અરે હું તો તાજોજ છું આ તો જરા તાલ જોઉછું વિદ્યા બાંધિ તમે લ્યો, એટલે ભાષ્કરને સમજાવાય"

"તમે બધા મશ્કરી જ માંડી બેઠા છો પણ સાંભળો મારી નજરમાં આવે છે તે હું કહુંછુ તમને ગમશે?"

"કહો."

લ્યો ત્યારે હું કુમુદાને લઇ ગાડી જોડાવી એના બાપને ત્યાં મુકવા જાઉ પણ પહેલાં તો ગાડી થોડે છેટે રાખી, એના બાપને ખબર આપુ કે તમારી કુમુદાને કોઇ લાવી આપે તો જે તમારાથી બની શકે તેવું આપશે ? એ ના નહી કહે પછી તરત તમારી વાત કહીશ અને કુમુદા કુસુમનુ લગ્ન એ વચન લેતો આવીશ કેમ ઠીક ને ?

"બધાંય એક અવાજે બોલી ઉઠયાં તમે વદશો તો અમે ખમીશું," કુમુદા તો નિચુજ જોઈ રહી.

"વારુ ત્યારે હવે કેવો મુખચાર થવા દો છો. બધાં બેસજો ત્યારે હું મુકી આવું છું." ચાલો કુમુદા.

"કોઇ ન દેખે તેમ—"આવું છું." કહેતી કુમુદા આડુ જોઇ કુસુમના હાથમાં કાગળ આપી દેછે. "ત્યારે હવે બધાંય જઇએ તો શું?" કમળાએ પુછ્યુ, "હવે અહી કશું કામ છે."

"હા ત્યારે તેમ કરો. રાત્રી અમસ્તી ગાળવી? સવારે બધાય મળીશું." કૃષ્ણુલાલે કહ્યું.

"વારૂ સવારમાં વહેલા આવજો મારે કામ છે."

"ઠીક વારૂ તેમ કરો" ભાષ્કરે કહ્યું. "ચાલો ત્યારે"

---

## પ્રકરણ ૨૦ મું.

સવારના સાત વાગયા હતા. કૂસુમ પોતાના ઓરડામાં નાહી બેઠો હતો. એક કાગળ તેના ટેબલ પર ઉઘીડો પડયો હતો.

"મારી કુમુદા. હવે તું મારી થઇ ચુકી. તારો પત્ર સુચવેછે. હવે તારા સુખમાં શું ખામી? એટલામાં તરત બારણું ઉઘડયું ભાષ્કરને કૃષ્ણલાલ બેય આવ્યા.

" હા ભાઇ કુમુદા તારી, તારી, બીજા કોઇની નહિ. ખુશી થા. તેના પીતાએ લગ્ન કરવાની હા કહી. તારા પીતાની પણ મરજી છે, અને જોશી તેડવા મોકલ્યો છે માટે હવે તારી મરજીમાં આવે તો નાચ કે ગમે તે કર તને હું રોકવાનો નથી " કૃષ્ણલાલે કહ્યું.

એકદમ હર્ષમાં ઉભો થતાં, " હેં આ ખરૂં કહે છે ભાષ્કર ? "

" અક્ષરે અક્ષર ખરૂ." ભાષ્કરે કહ્યું. " પણ જો જે ગાંડો થઇ જતો, નહી તો કુમુદાના ભોગ મળશે. હવે તો એકને બદલે બેના વિચાર કરવાના. મને કાલે ઠપકો આપતો હતો તે આજ હવે તું ધ્યાન રાખજે એમ ઘેલો ન થતો. "

" બસ હવે સુખનો પ્યાલો સંપૂર્ણ ભરાઇ ગયો. હવે તે હૃદય ઠામ બેસશે સ્વર્ગીય સુખ હવે મળશે. " કૂસુમે પ્રફુલ્લ થઇ કહ્યું.

" હા પણ હવે ત્યારે તું તૈયાર થા. બીજું શું? ચડો વરઘોડે એ તો એસ્તો જાનનું નોતરૂં દેશેને " કૃષ્ણલાલે કહ્યું.

" વાહ વાહ એમ શું કહે છે? પણ જુવો તમને બન્નેને એક વાત કહેવાની છે. લ્યો આ કાગળ વાંચો, " કાગળ આપેછે.

ભાષ્કરે કાગળ પાછો આપતાં " અરે એને સુધારવો એમાં તે શું? વકીલની પરીક્ષામાં અમે બન્ને ભેગા હતા ત્યાંથી એને ઓળખું છુ. ચાલાક પણ જરા વહી ગયેલ છે તેની શી અડચણ છે? પણ આ બધી મને ખબર નહોતી. ચાલો આ તો એક પંથ ને દો કાજ જેવું થયું. ત્યારે એને તેડવા માણસ મોકલ."

" અરે મોકલ્યું છે. પણ કહો માધુ રામાનું શું કર્યું? એ આવ્યા હતા કે કેમ? "

" એ તો પાંચ વાગે હું ઓફીસમાંથી આવ્યો કે મને મળ્યા, તારો કાગળ આપ્યો; વાંચી, મેં તેમને અંદર બોલાવી બધી વિગત કહી ધમકાવ્યા, અને પછી કહ્યું કે જો તમારી વર્તણુક સુધારો તો ચોરીનો ધંધો ન કરવો પડે અને તમને પોલીસમાં જમાદારની જગ્યા અપાવી દઉં નહી તો તમને સખ્ત સજા કરાવશું. શંકરલાલને હજી

તમે ઓળતા નથી ? એને ખબર પડશે તો એ ડોસો તમને મુકશે નહિ, દેશ પાર કરાવશે. એવું કહી ભય દીધો કે તરત નેઓ માની ગયા અને એમને રાત્રે ને રાત્રે ફોજદારને ત્યાં તારા પિતા પાસે ચીઠી લખાવી લઇ ગયો અને નોકર રખાવી દીધો. એ પીડા ટળી ગઇ."

ગોવિંદે બારણું ઠોક્યું. ઉઘડતાંજ દુર્જનલાલને દીઠા. "આવો આવો ભલે પધાર્યા ઘર પાવન થયુ," ઇત્યાદિ શબ્દોવડે કુસુમે સન્માન કર્યું.

દુર્જનલાલ બેશીને "મોટી મહેરબાની મારા પર પણ તમારા પિતાએ મને કયમ તેડાવ્યો ? શું ઇચ્છા છે એમની ?"

"એતો હમણાં હું પુછી આવુંછું પણ દુર્જનલાલ ભાઇ તમને મારે એક વાત કહેવાની છે પહેલાં તમે વચન આપો."

"હાહા વચન આપો કે તમે માઠું નહી લગાડો, અમારા કહ્યા પ્રમાણે કરશો ? તમારા હીતની વાત છે."

"કહો ત્યારે તમારા કહ્યા પ્રમાણે કરીશ પછી કાંઇ."

"જુઓ ત્યારે કુમુદાને લઇ જવામાં આવી હતી તે વાતથી કાંઇ તમે અજાણ્યા નથી. તેનો લઇ જનાર કોણ હતો, કોના કહેવાથી લઇ જવામાં આવી હતી, કયાં, એ બધું અમને ખબર છે. વળી અધુરામાં પુરૂ અભયસીંહનું ખુન થએલ તેમાં તમારો હાથ હતો તે વાત પણ અમને મળીછે તેનો પુરાવો અભયસીંહના હાથથી લખેલ પાકીટબુકમાં છે. કીલ્લાના કેદખાનામાંથી રૂમાલ મળી આવ્યો હતો તે પર અ સીંહ એ અક્ષર કોતરેલા હતા. ત્યારે હવે જો તમને, ગુનાની કરાવવી હોય તો સેહેલું છે પણ અમે એવા દુષ્ટ નથી, [illegible] અમે કોઇને દુખ દેતા નથી પણ તમે જો તમારી ચાલ સુધારો તો તમને અમારા મીત્ર તરીકે ગણીએ. જેવા અમે ત્રણ છીએ તેવા તમે ચોથા. તમારૂ બને તેટલુ પ્રીય કરીએ પણ અમારા કહ્યા પ્રમાણે ચાલો ત્યારે, નહીં તો કશુંય થાય નહી, અને ઉલટાં સામાં પગલાં ભરવાની જરૂર પડે તમારો અપરાધ જાણતાં છતાં પ્રગટ ના કરીએ અને લોકો તમારાપર ભરોસો રાખે અને તેમને તમે ફસાવો અમે દીઠું અદીઠું કરીએ તો ઇશ્વરના, સરકારના, જનસમુહના. અપરાધી ગણાઇએ માટે અમારે શું કરવું તેનો આધાર તમારા અત્યારે બોલવાપર રાખે છે."

દુર્જનલાલ જે આ વાત સાંભળતાં, ફીકો પડી ગયો હતો, જેનું ભાન જતું રહ્યું હતું. દીગ્મુઢ બની ગયો હતો, તે બાજી હાથમાંથી ગઇ હોય એ ભાન આવતાં, એકે પાસો સવળો પડે તેમ નથી નક્કી કોઇ

ભેદ ફુટયો છે, એમ મનમાં નિશ્ચય થતાં, સામા થવામાં સાર નથી, લુચ્ચાઇથી ફાવીશું નહી, સ્રીનાં વચન યાદ આવ્યાં. શું એમજ થવાનું! આ બધુ સ્થિર નથી તો શા માટે મહેનત કરવી! બસ સારોજ રસ્તો પકડવો. આ મારા મીત્ર થવા તૈયાર થાય છે, એ બધાની લાગવગ પુષ્કળ છે, માટે એમની વૃતિને અનુસરવામાં જ લાભ છે એ વિચાર કરી બોલયો "તમે જે કહો છો તે મારા હીતને વાસ્તે કહો છો; બોલો તમારા કહેવા પ્રમાણે ચાલવા તૈયાર છું."

"ઠીક ત્યારે જુવો પહેલું તો તમે એજ કે રજવાડો જ્યાં હજારો કુકર્મ થાય છે તેની નોકરી તજીદો અને આ ભાષ્કર રાવનો હક આવે છે તે જગ્યા મારા પીતાને કહી તમને અપાવું. પગાર રૂ. ૨૫૦) નો છે અને વળી ઇંગ્રેજી રાજ્યની પેનશનરી નોકરી માટે આ લાગ ભુલતો નહી. ભાષ્કર રાવને વકીલાતમાં ઠીક તડાકો પડે છે એટલે પછી એમને નોકરી કરવાની મરજી નથી."

મારી આડે અંગે મરજી છે. અપાવો હુકમ અને હું નવી જીંદગી શરૂ કરીશ પછી તમારે કહેવાપણું નહી રહે. તમારી મીત્રતાથી મને લાભ થયો વળી તમારી દોસ્તી હું જીવતાં સુધી છોડનાર નથી. બસ તમારો હું આભારી થયો છું."

"તો ચાલો આજે બધાયને અહી જમવાનું છે. દુર્જનલાલ ભાઇ, ભિ પણ અહી આવ્યાં હશે એટલે આપણે બધાંય સાંજે બાગમાં ને આ દીવસ તમારા મારા અને બધાયના આવ્યા તે એમના પ્રતાપ ...ટ એમનો ઉપકાર માનીશું. ચંદનભાભિને માટે જે ન કરૂં તે ઓછું એમના વડે હું જીવવાળો થયો છ. આજે જે હર્ષ મારા મનમાં થાય છે તેવો કોઇ દીવસ થયો નહોતો. મારા પ્યારા મીત્રો હવે આજથી આપણી મીત્રાઇમાં દૂજનલાલને પણ દાખલ કર્યા બધાયને આવું સુખ મળો."

સૌ સાથે Amen.

"વાંચનાર, પથ્થરપર પાણી કરીશ નહી. વાંચી સાર ગ્રહણ કરજે સ્રીપર એકદમ ક્રોધે ભરાઇશ નહી. નમીને કામ લેજે, વેહેમ રાખીશ નહી, અંત:કરણ ચોખ્ખું રાખજે. દગો કરીશ નહી. પરસ્રીનુ સેવન ન કરતો. એકાંત ખોળીશ નહી, નીતિને માર્ગે ચાલજે અને વિપદમાં ધૈર્ય છોડીશ નહી. ધાર્મીક થજે. પ્રભુ આ દૃઢ વિશ્વાસ રાખજે. વિદ્યા ભણી જીંદગીનું સાર્થક કરજે એજ—ઇશ્વર સર્વનું ભલુ કરો." તથાસ્તુ.

---